॥ શ્રી પ્રગટ પુરુષોત્તમનારાયણાય નમો નમઃ ॥

# શ્રી પુરુષોત્તમ મહારાજનું

# જીવન ચરિત્ર

[ તરંગ સુધીનું ]




સંપાદક

શ્રી નારાયણ મુનિશ્રી પુરુષોત્તમ મહારાજ

અમદાવાદ.



કિંમત રૂ. ૧-૦-૦

॥ શ્રી પ્રગટ પુરુષોત્તમનારાયણાય નમો નમઃ ॥

# શ્રી પુરુષોત્તમ મહારાજનું

# જીવન ચરિત્ર

[ તરંગ સુધીનું ]





સંપાદક

શ્રી નારાયણ મુનિશ્રી પુરુષોત્તમ મહારાજ
અમદાવાદ.



આવૃત્તિ ૧ લી     પ્રત ૫૦૦     સને ૧૯૪૯

કિંમત રૂ. ૧-૦-૦

# નિવેદન

આ પુસ્તિકામાં શ્રી પુરુષોત્તમ મહારાજના જીવનની આછી રૂપરેખા આપવામાં આવી છે. શ્રી પુરુષોત્તમ મહારાજે કેવી રીતે ગુરુની તપશ્ચર્યા કરી અને કેવી રીતે ગુરુને પ્રસન્ન કર્યા તે વિગતો આપવામાં આવી છે. સંસાર પ્રત્યે સંપૂર્ણ વૈરાગ્ય, પ્રભુ પ્રત્યે એકનિષ્ઠા અને એકતાર, કુંવારી વૃત્તિ તેમજ પરમાત્મા તરફ અગાધ પ્રેમ વગેરે તેમના જીવનમાંથી આપણી સમક્ષ તરી આવે છે. કોઈપણ મુમુક્ષુને એ જીવનદોરી છે.

આ જીવન ચરિત્રની શ્રેણી બહાર પાડવાનો હેતુ એટલો જ છે કે તેમના આશ્રિતોની ભક્તિમાં અત્યંત મદદરૂપ નીવડે તથા પ્રભુ સન્મુખ દિનપ્રતિદિન તેમની ભાવના દોરાતી જાય અને આત્માનું શ્રેય જલદી થાય તેવી આશાથી પ્રગટ ભગવાનના ઉપાસકોની ખાતર જ અને જ્ઞાનની ઉન્નતિ માટેના આશયથી છપાવી બહાર મૂકી છે.

—સંપાદક.

અમદાવાદ-ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.
પ્રકાશક—શ્રી નારાયણ મુનિ શ્રી પુરુષોત્તમ મહારાજ, અમદાવાદ.



અક્ષરાતિત શ્રી પુરૂષોત્તમ મહારાજ.

ગામડીના સ્વ. મુક્તરાજ છોટાલાલ ભૂલાભાઇ

તથા નડીયાદના સ્વ. બાપઇબાના સ્મરણાર્થે

**સપ્રેમ ભેટ**

શ્રી.

## —: અનુક્રમણિકા :—





॥ શ્રી પ્રગટ પુરુષોત્તમ નારાયણાય નમો નમઃ ॥

# શ્રી પુરુષોત્તમ મહારાજનું જીવન ચરિત્ર

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मनं सृजाम्यहम् ॥

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

ભાદરણના પાટીદાર કુળે જીવાભાઈ કાળીદાસને બે પુત્ર હતા. તેમાં એકનો જન્મ સંવત ૧૯૧૭માં થયો હતો. તેમનું નામ ત્રિકમભાઈ. નાનાભાઈ તે પુરુષોત્તમ. તેમનો જન્મ સંવત વર્ષ ૧૯૧૯ માં આણંદ મુકામે થયો હતો. તેમને એક બ્હેન હતાં. તેમનું નામ ચેહરબા. તેમનો જન્મ સંવત વર્ષ ૧૯૨૧માં થએલો. તેમની માતુશ્રીનું નામ બાનજીબા હતું. પુરુષોત્તમનો જન્મ ગરીબ અવસ્થામાં થએલો. જીવાભાઈએ પોતાના મોટાપુત્ર ત્રિકમભાઈને ભણાવ્યા. નાના પુરુષોત્તમને ભણવાનું લક્ષ નહોતું તેથી તેઓ અળખામણા થઈ પડયા. તેમને ખેતીનું કામ સોંપવામાં આવ્યું, પરંતુ તે નહિ કરી શકવાથી બાપે તેમને કાઢી મૂકયા. નિશાળમાં ભણવા મૂકયા ત્યારે માસ્તરને સ્લેટ મારી નાસી ગયા.

પહેલેથી પુરુષોત્તમને તીવ્ર વેગ હતો. દરેક બાબતમાં મોટા થવાની મહત્વાકાંક્ષા હતી. રમત ગમતમાં તેમજ ગેડીદડા રમવા વગેરેમાં કેવી રીતે પહેલો નંબર પાડું એવો વેગ એમના મનમાં રમ્યા કરતો. એક વખત ગેડી રમવા ગએલા. તેમાં ગેડી આંખના ખુણા ઉપર વાગી, તોપણ રમત છોડી નહિ, કારણ કે નંબર પાછળ જાય-હારી ગયા એમ કહેવાય. એમ શરીરની પણ દરકાર રાખતા નહિ.

વળી ધીરજ પણ એવી જ હતી. એક વેળાએ પગે જાંનવો થએલો. તેથી તેમની માતાએ ઉનો સળીઓ કરીને ખોસવા સારૂં પાંચ સાત બૈરાંને ઝાલી રાખવા બોલાવ્યાં. પુરુષોત્તમ કહે, "આ શું છે?" પછી બાએ બધી વાત કરી એટલે પુરુષોત્તમ કહે, "લાવોને હું જ ખોસી આલું." પછી પોતાના હાથે જાંનવામાં ઉનો સળીઓ ખોસી ઘાલ્યો.

ભક્તિમાર્ગે જ્યારે વળગ્યા ત્યારે રાત્રીદિવસ, થાક, ઉંઘ, ભૂખ વગેરે સમજતા નહિ જે ઝાલ્યું તેનો છેડો પાર કરે. હારતા નહિ જ્યાં ત્યાં પડી રહેતા. તેમાં મંદિર ભગત વગેરે હોય ત્યાં જતા. સંદેસર કેટલીક વાર જતા. તે તેમની બાનુ મોસાળ હતું. ત્યાં નાનપણથી જ માંથે લુગડાનો ઘોઘો કરી માંથે ઓઢીને આંખો મીંચીને બેસતા, એક વેળા મામાને કહે, "મામા આજે આપણા ખેતરના છેડેથી કોઇ આંબલી તળે ચાર વાઢે છે. જોવું હોય તો જાવ." પછી ત્યાં જઈ જુવે છે તો કોઇ ચાર વાઢતો હોય. એમ નાનપણથી જ દૂર દર્શનની સ્થિતિ હતી. તે પણ મોસાળીઆ સમૈયામાં આવતા; પ્રભુનાં અદ્ભૂત ચરિત્ર જોઈ સાંભળીને મન તણાય પરંતુ લોકલાજથી અટકાતા.

ત્યારબાદ શ્રી પુરુષોત્તમને સ્વામીનારાયણના સાધુ ઉપર હેત થયું. તેથી સ્વામીનારાયણના મંદિરમાં જવા લાગ્યા. ત્યાં ભૂખે પડી રહેતા ત્યારે ગામના હરિભક્તો ખાવા પોતાને ઘેર લઈ જતા. એમ કરતાં હરિભક્ત છોટાભાઈ ખુસાલભાઈ, કાળીદાસ તથા ચતુરભાઈ સામળભાઇને ત્યાં વાસણ લુગડાં ધોતા અને ત્યાં ખાતા. પછી સાધુએ પોતાની પાસે રાખીને ભણતાં લખતાં શીખવાડયું. તેથી દરેક ધર્મના પુસ્તક લખવાનું શરૂ કર્યું અને તેમાંથી પેટપોષણ ચાલુ થયું. તેમાં સ્વામીનારાયણના પુસ્તકો લખવા માંડયાં. તેથી બધા શાસ્રોનો સાર મનમાં પેઠો તેમાં આ લોકે અને પરલોકે ભગવાન ભજ્યાથી સુખ થશે એમ ઠસ્યું. શાસ્રના શબ્દો મનમાં ઉતરવા લાગ્યા. તેવાં લક્ષણો મેળવવા માંડયાં. એમ કરતાં શાસ્ર લખનાર લહીઆનું કલ્યાણ થાતું નથી એમ ધારી લખવાનું પડી મૂકયું; કેમકે અક્ષર ઉકલે નહિ તો વાંચનારનું મન બળે તે પાપ લાગે, તેથી લખવાનું પડયું મૂકયું. પછી મોટા ચરામાં જઈ ધ્યાન કરવા માંડયું. રાત્રે ઉંઘ આવે ત્યારે ઝાડે ચોટલી બાંધે અને લોટ પલાળીને લાડવા જેવો ગોળો વાળી કાચો ખાતા જેથી ઓછું ખાવા જોઇએ, અને પચી જાય નહિ. તેથી એ પ્રમાણે ચલાવ્યું. એમ કરતાં એક દિવસ તેમના બાપે જોયું કે મારો છોકરો લાડવા કરીને ખાય છે તે શાનો ઘેર આવે? તેથી બાપ કહે, “અલ્યા પસા, મને થોડો પરસાદ તો આપ.” એટલે પુરુષોત્તમે પ્રસાદ કહેતાં પેલા લોટના ગોળામાંથી કકડો ભાગીને આપ્યો. તે ઘેર લાવીને બાનજીબાને આપ્યો. તે બંને જણને ચાખતાં માલમ પડયું કે આતો પલાળેલો લોટ

છે. આથી બંનેની આંખમાં પાણી આવ્યું કારણ કે સંબંધીનું હેત એવું જ છે. પછી માતપિતાને હેત થવાથી તેમજ કુળ લજ્જાને લઈને તેમનો વિરસદ વિવાહ કર્યો. લોકો કહે કે એ તો સાધુ થઇ જશે. પછી ઘણા લોકોના કહેવાથી ભાદરણના નરસીભાઈ તળસીભાઈએ પરણાવ્યા. તેમ છતાં પોતે તો જેવો જોગ લીધો હતો તેવો ને તેવો જ ચાલુ રાખ્યો, પણ બપોરે એક ટંક ઘેર જમવા આવતા.

એમ કરતાં વડોદરે મીલમાં નોકરી કરવા રહ્યા. બધા લોકો એક શાળ ચલાવે તો આ બે ચલાવે અને સાઠ રૂપીઆ પગાર લાવે. બે શાળો ચલાવતા જોઈ ઉપરી કહે જે, "આ બે ચલાવે છે તે સારૂ કામ નહિ થાય." પછી જોટા જોવા માંડયા તો બીલકુલ નુકશાન જણાયું નહિ. તે બે શાળો ચલાવવા મળી તેનું કારણ તેમના મોટાભાઇ હતા. તેઓ પણ તેજ મીલમાં હતા. પછી વળી એમ વિચાર થાય જે "મારાથી મોટા મરી ગયા નાના મરી ગયા સરખા મરી ગયા તો હું પણ મરી જવાનો. મરીને કયાં જવાનું તે બાકી રહ્યું." આથી નોકરી છોડી દઇ રૂપીઆ થઈ રહે ત્યાં સુધી ભજન કરતા. અને મંદિરમાં જતા.

એક વખત મોટાભાઈનો દીકરો ગુજરી ગયો. તેને બાળવા પણ બહાર નિકળ્યા નહિ, તેથી ઘરધણી કહે, 'મારા ઘરમાંથી નીકળો.' તેથી વેઠની પેઠે સ્મશાનમાં નાંખીને પાછા વળ્યા, એવો ધ્યાન ભજનમાં વેગ હતો. તેમ કરતાં પૈસા ખુટતા એટલે નોકરી કરતા અને વળી ભજન કરતા. એમ કરતાં દિવસે નોકરી ઉપર જાય તેથી ઘરમાંથી પૈસા

કોઈ લઈ લે. આથી મેડા ઉપર લીંપણમાં રૂપીઆ પચીસ દાટયા. થોડા દિવસ પછી ખોળ્યા, પરંતુ જગા ભૂલી જવાથી જડયા નહિ તેથી રાત્રે મુંઝાઈને સુતા. એટલામાં આકાશ વાણી થઈ—જે એક સોયો લાવીને બધે ખોસી વળ--તેથી એમ કરવાથી જડયા. આ પ્રમાણે પૈસા દાટયા, કારણ કે તેઓ કોથળીમાં મુકતા તે એક દિવસ ઉંદર રૂપીઆની કોથળી લઈ ગયો, શોધાશોધ થઈ, ઉંદરનું દર શોધવાનું શરૂ કર્યું. છેવટે દર જડયું. ને ત્યાંથી ખોતરતાં રૂપીઆ હાથમાં આવ્યા. તેથી દાટવાનું રાખેલું.

એમ કરતાં કલ્યાણની શાંતિ થઈ નહિ. શાસ્ત્ર લખેલાં તેથી સંતનાં, ભગવાનનાં, મોટા પુરુષનાં, સત્પુરુષનાં, ભગતનાં, જગતનાં વગેરે બીજા તમામ લક્ષણો મોઢેજ હતાં. કોઇને પૂછે જે કલ્યાણ શાથી થાય? તો જવાબ મળે કે શીક્ષાપત્રી સો વાર વાંચે તો. પછી જેણે જે કહ્યું તે તમામ મોઢે જ કર્યું. પુનમ અગીઆરસે વડતાલ જતા. પગ ઢીલા થતા—સ્ત્રીના સંગથી–તેથી સંગ ઓછો કરતા એમ સભામાં પોતાના દૃષ્ટાંત ઉપર સ્ત્રીના નિષેધની વાત કરતા.

પુનમ અગીઆરસે વરતાલ જતા. એક વેળાએ સંકલ્પ થયો જે ઝુમરનો અમુક પ્યાલો અત્યારે નીચે પડે તો ખરૂ. સંકલ્પ તરત જ સત્ય થયો. જે પ્યાલો ધાર્યો હતો તેજ નીચે પડયો. પછી જ્યાં જ્યાં ગુરુ કહેવાતા હતા, ત્યાં ત્યાં તમામ જગ્યાએ ફર્યા. નિર્ગુણદાસ ગોપાલાનંદ સ્વામીના શિષ્ય હતા તેમની પાસે ગયા. નિર્ગુણદાસ પોતાના ચેલાઓને ગળ્યું ચીકણું ખાવા દેતા નહિ. અને પોતે ચોવીસ

કલાકમાં અડધો કલાક બપોરે અને અડધો કલાક રાત્રે સુતા અને સુવે ત્યારે ચેલાને કહે જે સાડાબારે ઉઠાડજો. સાડાબારનો ટકોરો થાય ત્યાં તો પોતે જ ઉઠી જતા. તેઓ ધીમે રહીને ઉઠે અને ધીમે રહીને સુવે, અને ભાણું તો માંડે જ નહિ. હાથમાં અડધો રોટલો લેતા અને બીજે હાથે ખાઇને ભજન કરતા. શ્રી પુરુષોત્તમે તેમનો પંદર દિવસ સમાગમ કર્યો. વિદાય લેતી વખતે સ્વામીને કહ્યું, "સ્વામીજી તમે તો ભજન અને આત્માના સુખે સુખી છો પણ મારે તો—

ધ્યાન ધર ધ્યાન ધર ધર્મના પુત્રનું,
જે થકી સર્વ સંતાપ નાશે.
કોટી રવિચંદ્રની કાન્તિ ઝાંખી કરે,
એવા તારા ઉર વિષે નાથ ભાસે.

આ પ્રમાણે ઇચ્છા છે. તમારાથી થાય તો કહો, નહિ તો શોધવા જાઉં છું. નિર્ગુણદાસજીએ પ્રત્યુત્તર વાળ્યો કે 'હું તો આટલે સુધી છું.'

આથી તેઓ બીજા ગુરુ કલ્યાણસંગ પાસે ગયા. સમાગમ કર્યો. ત્યાં પણ તેમનું તેમ થયું, પછી વળી પૈસા ખૂટયા. કારણ કે પારકુ ધન પોતાના પુન્યને હરી લે છે. તેથી ત્યાંથી તમામ જગાએથી જોઈ વડોદરે નોકરી ઉપર શરૂ થઈ ગયા. એવામાં ઠાસરાના વિજ્ઞાનદાસજીનું મંડળ વડોદરા આવેલું. તેમાં વડતાલવાળાએ શ્રી પુરુષોત્તમને શીખવાડેલું જે 'આ પેલા બંડીઆનું મોઢું ન જોઈશ પાપ લાગે. તેથી વરતાલના સાધુને શ્રી પુરુષોત્તમ પગે લાગતા.

પણ પેલા મહાપુરુષદાસવાળા મંડળને પગે લાગે નહિ અને છેટે થઈ બીજાને લાગવા જાય. નીચી દૃષ્ટિથી બેસે ઉઠે. ચાલે કારણ કે-બીજા પુરુષ સામું નવ જોવું રે સુણ બેની-એવું થોડા દિવસ જોયું.

આ વિજ્ઞાનદાસના મંડળમાં મહાપુરુષદાસ એક સાધુ હતા તેમણે ઉઠીને શ્રી પુરુષોત્તમનું કાંડું પકડયું, તે ઘણું છોડવાનું કર્યું પણ છૂટે નહિ. પછી પોતાને આસને લઈ જઇ સાંજના ચાર વાગ્યા સુધી જ્ઞાન કર્યું. તે કાનમાં ઉતરવા દેતા નહિ. તેથી શાસ્ત્રની શાખ આપી કાનમાં ઉતાર્યું પેટમાં ઉતર્યું પછી છેવટે મહાપુરુષદાસજીએ ઠસાવ્યું કે હું ભગવાન છું ને મારો સમાગમ કર. પછી કબુલ કરાવ્યું કે 'સારૂ.' ત્યાર બાદ કાંડુ છોડયું. છોડતાં કહે 'કાલે અમે નડિયાદ જવાના છીએ ત્યાં આવજે.' પછી નોકરી પડતી મૂકીને શ્રી પુરુષોત્તમ ઘેર આવ્યા અને માને કહ્યું કે 'નોકરી મળી છે પણ એક માસનું સીધુ આપ. પગાર આવે ત્યાં સુધી પોકે.' પછી માએ કોદરાનો લોટ આદિ પોટલું બાપથી છાનું બંધાવીને વિદાય કર્યા. તે નડીયાદમાં ચોરા પાસે નડીઆદના ઝવેરભાઈ જેશંગભાઇએ પોટલું ઉતાર્યું અને ત્યાં સમાગમ કરવા રહ્યા. તેમાં થોડા દિવસ સહેવાસ કર્યો. પછી કહે 'મહારાજ તમને આત્મા પણ દેખાતો નથી. ભજનને સુખે સુખી છો, ભગવાન પૃથ્વી ઉપર જરૂર વિચરતા હોય છે એમ શ્રીજીનું વચન છે માટે જો હોય તો દેખાડો.' પછી મહાપુરુષદાસજીએ વિચાર્યું 'જે દેખાડીએ ભગવાન ગુજરાતમાં લાવે તેવો છે.' પછી કહે "અહીંથી સો

ગાઉ છેટે મહુવા ગામ છે. ભાવનગર રાજ્યમાં આવેલું છે ત્યાં પ્રાગજી ભગત કરીને છે ત્યાં જાઓ." પછી કહે રસ્તો ગામ વગેરે લખી આપો. તેથી લખી દીધું. પછી વળી વિચાર થયો જે કહેવત છે જે તારે અને મારે સો ગાઉનું છેટું. છતાં વળી વિચાર કર્યો જે "લાવોને જઉં, હશે." પછી ત્યાંથી શ્રી પુરુષોત્તમ ઉપડયા. તે સીધું (અનાજ) તો કયાંથી પોકે? પણ સીધુ ખૂટશે ત્યારે ભીખ માગતા જવાશે એમ વિચાર કરી ખભે ઝોળી લીધી. દોરી લોટો તાવડી રોટલા કરવા માટે અને ચુલા માટે ત્રણુ ખુંટા લઇ નીકળ્યા.

તીવ્ર વેગ હોવાથી દીવસના ત્રીસ ગાઉ અને રાતના ત્રીસેક ગાઉ ચાલતા. રસ્તો પૂછવો ન પડે એટલે તારના થાંભલે થાંભલે ચાલતા. ડુંગરમાં પણ ચઢ ઉતર ચઢ ઉતર કરતા. રસ્તામાં વિચાર થયો જે એક હજાર પ્રશ્ન પૂછવા. પરંતુ એટલામાં રસ્તો બદલાયો તે બે રસ્તા આવ્યા. તેમાં કયે રસ્તે જવું એમાં મુંઝાઇને સુતા. એટલામાં સીધો સળંગ મહુવાનો રસ્તો ને તેમાં એક હાથ લાંબો દીઠો. "આ રસ્તો" એમ વાણી થઈ પછી ઉઠી ચાલવા માંડયું પછી મહુવા ગામ આવ્યું. ત્યાં પ્રભુ તો સામા જ આવેલા તેથી તેમને જ પૂછયું જે, 'પ્રાગજી ભગતનું ઘર કયાં છે? જવાબ મળ્યો કે 'હું જ પ્રાગો હૈ' એ શબ્દ સાંભળતાં મનમાં શાન્તિ થઈ ગઇ. તેમનો હાથ જોયો તો માલુમ પડયું કે જે લાંબો હાથ બે રસ્તા વચ્ચે જોયો હતો તે આજ. આથી બમણી શાંતિ થઈ. પછી પ્રશ્ન પૂછવાનું ભૂલી ગયા. મન આનંદિત થઈ ગયું એ રીતે સંવત ૧૯૩૯ની સાલમાં

ગુરુ મળ્યા. પછી થોડા દિવસ ત્યાં રહ્યા. જ્યાં સીવવા જાય ત્યાં જોડે જતા અને સીવતાં સીવતાં ઉંધુ ઘાલી ગુરુ-જીતો બોલ્યા જ કરે મનના સંકલ્પ ઉપર વાત કરે. વળી સંકલ્પ થાય જે 'આપણે તો ભગવાન જોઈએ' તે ઉપર ઉત્તર કરે. જે 'ઢુણસાંનો પણ ખપ પડે. ઘર માંડીને બેઠા તે બધું જ જોઈએ.' કોઇ વખત કહે જે કુંવારી છોડીને જેમ વર પરણે છે તેમ કુંવારી વૃત્તિ રહે તો ભગવાન વરે. તેથી કોઇની સામું તો જોતા જ નહિ એક મેલી ચાદર ઓઢે અને એક મેલી પહેરે અને એક માથે બાંધે. દોરી લોટો અને તાવડીની ઝોળી ખભે જ રાખતા જેથી બીજે મનવૃત્તિ જાય જ નહિ. વળી એમ કરતાં ગુરુજી કાઢી મેલતા તે ઘેર આવતા અને વળી રહેવાય નહિ તેથી પાછા જતા. તે રાત દિવસ ચાલ્યા જ કરતા. રાત્રે ડાલાં આવે, વાડે ભટકાય તો પણ ચાલ્યા જ કરતા.

મહુવાથી નીકળતાં ગુરુએ કહેલું કે સીધો હીંડયો જજે. આડુ અવળુ જોઈશ નહિ અને જોઉં તો તે ગામમાં રાત રહેજે તેથી રાત રહ્યા.

એક વખત જુગારીએ છેતરીને રૂપીઆ રમવામાં લઇ લીધા. દોરી લોટો પણ લઈ લીધો. પછી ગામમાં મુંઝાઇને સૂતા. એટલામાં કોઈ વૃદ્ધ આવીને કહે 'કેમ મુંઝાએલું મોઢું છે ?' પછી વાત કરી જે મારે આવું થયું. રસ્તે ભાતું લોટો પણ ગયાં. પછી તે ડોસો કહે, 'મને અડધો રૂપીઓ અફીણનો આપુ તો બધું પાછું અપાવું.' પછી કબુલ કર્યું. તેથી તે પેલા જુગારીને વઢીને તમામ પાછું અપાવ્યું.

એક વખત ગુરુ ચાણુસદ્દ ગામે આવેલા. તે વાત સાંભળીને શ્રી પુરુષોત્તમ ચાણુસદ ગયા. ગુરુ તે વખતે પોતાના ભક્તો સાથે ચોરામાં વિરાજમાન હતા. તેમાંથી કોઈએ કહ્યું કે, 'ભાદરણવાળો પસલો આવ્યો.' એટલે ગુરુ હાથમાં ઢેખાળો લઈ બોલ્યા જે 'મારો, પેલો લુંટવા આવ્યો છે.' એમ કહી ઢેખાળો ફેંકયો. એ ઢેખાળો કાન આગળ થઈને જવાથી શાન્તિ થઈ ગઈ. પછી ચાણસદવાળા મુખીએ તથા વૈદ્યે કહ્યું જે 'આટલા બધા અમે છીએ અને ચોરો છે, તેમાં તમારૂં અહિં શું લુંટી લેવાનું છે?' એમ કહી ગુરુને ગામવાળાઓએ ઠપકો આપ્યો. પછી ગુરુ કહે 'જાઓ એને જમાડો.' પછી ઘેર જમાડવા લઈ ગયા. તે લાડવો મૂકયો, તે શાક લાવતા પહેલાં લાડવો ખઇ ગયા. દાળ લાવતા પહેલાં શાક ખઇ ગયા. ભાત લાવતા સુધીમાં દાળ પી ગયા. પાણી આપતા સુધીમાં ભાત જમી ગયા. ઘરધણી ગુરુની પાસે આવતા પહેલાં પુરુષોત્તમ ગુરુની પાસે બેસી ગયા. પછી ગુરુને વિશ્વનાથ વૈદ્યે કહ્યું જે 'આ તો માર ખાય એવો જ છે.' પછી ગુરુ કહે 'શું થયું?' પછી બધી વિવેચને વાત કરી જે ખાતાં પણ આવડતું નથી. ગાંડીયો છે. પછી ગુરુ કહે, 'એને પૂછો.'

પછી શ્રી પુરુષોત્તમે કહ્યું જે 'એટલીવાર દર્શનમાં ખામી પડે. એથી મેં વહેલું ખાઈ લીધું.' એમ છાંનું કહ્યું. પછી ગુરુએ કહ્યું કે 'હું જેમ સ્વામી પછવાડે મંડયો હતો તેમ આ પસલો મારી કેડે મંડયો છે.' વગેરે

ઘણાં પ્રસન્નતાનાં વચન છે કે ગુરુ તેમને જોઈને જ રાજી થતા.

એકવાર ગુરુ નડીઆદ ગયા, તે વાત સાંભળીને શ્રી પુરુષોત્તમ ગુરુને દર્શને ગયા. તે સભામાં ગુરુ બેઠેલા. તે દર્શન કરતાં વિરહ થયો, આથી છેટેથી કુદકો મારી ગુરુને બાથ મારી. તેથી ગુરુએ રાડ પાડી, 'ઓ બાપરે, મુકાવો. મારી નાંખ્યો.' પછી બધા હરિભકતો મંડી પડયા. તે કોઇ હાથે કોઈ કોણીએ, કોઈ આંગળીઓએ ખેંચાખેંચ કરે. પણ આંગળીઓ આડાઅવળી કરી ઘોડાગાંઠ પાડેલી તે વછુટે નહિ. પછી બધા હરિભકતો એકએક આંગળી ઉંચી કરી વછોડવા મંડયા. તેથી હિંમત જતી રહી. આજુબાજુના ભકતોને ગુરુ કહે, 'બાઝયો છે તો મને બાઝયો છે, તારા બાપનું શું ખાય છે?' એમ કહી છોડાવનાર ભકતોને હેઠળ બેસાડી દીધા, વિરહની વેદના મટી એટલે શ્રી પુરુષોત્તમ સભાથી છેટે જઈને બેઠા; અને એક તાર મટકા રહિત દર્શન કરવા લાગ્યા. પછી દાદરેથી ઉતરતાં ઝવેરભાઈ જેસંગભાઇને ગુરુએ કહ્યું જે 'આ પરસોતમ મારા હૈયાનો હાર છે. મને ઘણો વહાલો છે.' એવી રીતે ઘણાંક રાજીપાનાં વચન કહેલાં.

વળી કોઈ વખત મહુવે જતા, ત્યાં જઈને બે દિવસ રહે. ત્યારપછી ગુરુજી તેમને પાછા કાઢી મૂકતા, અને કહે કે 'એકલો કેમ આવ્યો?' તેથી નડીઆદ, વસો, તારાપુર વગેરે જગ્યાએ કાર્ડ આપી મૂકે તે જ્યારે તે લોકો જાય ત્યારે કાગળ લખે. તે લોકો ગાડીએ જાય અને પોતે તો

ચાલતા જાય. તે સૌ પહેલા ત્યાં જઇને બેસતા. પેલા બીજા રસોઈ પાણી ઉડાવે અને આમને કહે જે 'પ્રેમી આટલું જમી લ્યો.' પણ શ્રી પુરુષોત્તમ ખાતા નહિ, કારણ કે ગુરુએ શીખામણ દીધેલી જે 'વધેલી દાળ પણ ના લેવી; કારણ કે વાસણ ઉટકાવે અને પ્રવૃત્તિ કરાવે. સીધુ મંગાવે ઈત્યાદિ કામ પ્રેરે.' તેથી ખાતા જ નહિ, સૌ પહેલાં જ રોટલો કરી જમી લેતા અને પહેલા જઈ બેસતા.

એક વેળા પાંચ હરિભકતોને વળાવવા માટે ગુરુ ભાગોળે આવ્યા. તે વખતે ગુરુ બોલ્યા, જે 'આ તમે પાંચ પાંડવ અને આ પુરુષોત્તમ તે છઠ્ઠો નારાયણ' એમ કહી વળાવી મૂકયા.

એક વખત પુરુષોત્તમને કંદોઇને ત્યાંથી બરફી અપાવીને ગુરુ વળાવા આવ્યા. ત્યારે કોઈ ગુરુને પૂછે જે 'આ કોણ છે?' ત્યારે ગુરુ જવાબ આપે, જે 'આ તો મારો ભાઈબંધ છે, ગુજરાતનો રહેવાસી છે. અને તે લક્ષાધિપતિ છે.' ત્યારે શ્રી પુરુષોત્તમના મનમાં એમ થતું જે 'ગુરુ લક્ષાધિપતિ કહે છે અને મારે તો ખાવાનું યે નથી.' પરંતુ આખરે ગુરુનાં તે વચન સત્ય થયાં.

વળી કોઇ એક વખત શ્રી પુરુષોત્તમ મહુવા ગયા. ત્યાં કોઈ હુંડી ચલાવનારની શેઠાણી પાસે જઇને કહે, 'મને રોટલો કરી આપશો?' તો કહે 'હા, પૈ લઈશ.' પછી પઈ લઇને રોટલો કરી આપ્યો. પણ કોદરાનો લોટ તેથી શેઠાણીએ મીઠું નાંખ્યું. શ્રી પુરુષોત્તમે આ રોટલો ચાખીને

કુતરાને નાખી દીધો. શેઠાણીએ તેનું કારણ પૂછયું. શ્રી પુરુષોત્તમે કહ્યું કે 'હું મીઠું ખાતો નથી.' તેથી તે શેઠાણીને દયા આવી જે બિચારો ભૂખે મરશે. તેથી તેણે પોતાના ઘરના લોટનો રોટલો કરી આપ્યો, અને તે બાઈને બહુ ભાવ આવ્યો.

એમ કરતાં વળી ગુરુજી કાઢી મુકતા. પછી શ્રી પુરુષોત્તમે વિચાર કર્યો જે ઘડીએ ઘડીએ જવું સારૂં નહિ. નોકર રહ્યા હોઈએ તો સારૂં. કોઈ વખત રાત્રે ગુરુજી નહાવા જાય ત્યારે ઓથે બેસી રહે અને દર્શન કરે. ઝાડે ફરવા જાય ત્યારે ઓથે દર્શન કરે. વળી કોઈ વખત ગુરુજી જાણી જાય તો કહે 'કોણ છે?' તો કહે, 'હું પસો, એ તો.' ત્યારે ગુરુજી કહે આવ.' પછી ગુરુજી પાસે જતા.

વળી કોઈ વખત બીજા હરિભકતો ગુરુ પાસે જાય ત્યારે તે પણ સાથે સાથે જતા.

પરંતુ છેવટે હંમેશાં દર્શન થાય તે ધ્યેય સીદ્ધ કરવા માટે ત્યાં કોઈ શેઠને ત્યાં નોકર રહ્યા. શેઠે તેમનું ઓળખાણ માગ્યું. તો શ્રી પુરુષોત્તમ કહે, 'દિવસે ઘરમાં કામ કરીશ અને રાત્રે ઓટલે સુઈ રહીશ.' 'કેટલો પગાર લેશો' તેના જવાબમાં શ્રી પુરુષોત્તમે જણાવ્યું કે 'કામ જોઈને પછી પગાર આપજો.'

પછી તો વીસ ગાયોનું કામ, પાણી લાવવાનું, દોહવાનું, વલોવવાનું, દરણાનું, છોકરાં વગેરેનું ઘણું કામ નીકળ્યું. આ શેઠના ઘર આગળ થઈને ગુરુજીને જવાઆવવાનો

રસ્તો હતો. તેથી શ્રી પુરુષોત્તમ છાનામાનાં ગુરુજીનાં જતાં આવતાનાં દર્શન કરી લેતા.

એમ કેટલોક વખત પસાર થઈ ગયો. છેવટે એક વખત ખોળ લઈને આવતાં ગુરુ ચેલાની સામી સામી એક દૃષ્ટિ થઈ ગઈ. તેથી બંનેની આંખમાં આંસુ આવી ગયાં. ગુરુજી ધીમા સ્વરે અશ્રુભીની આંખે બોલ્યા, "તેં મારા અર્થે ઘણું કર્યું. જા, તારે અહિં હવે આવવાની જરૂર નથી. હું તારે ઘેર જ આવીશ. તારે ત્યાં પૈસાનો વરસાદ વરસશે."

વળી આ યાદગાર પ્રસંગ પહેલાં એક વેળા ગુરુજીએ મંદિર કરવાનું કામ શરૂ કર્યું. પાણીછટ પાયા ખોદાવી તૈયાર કર્યા, તેના ખાતમહુરતમાં ખાનદેશના એક ભાવિક હરિભક્તે સાઠ રૂપીઆનો સોનાનો વેઢ અંદર પાયામાં મૂકયો. ગુરુજીએ માટીના સાઠ હુંડલા (ટોપલા) તૈયાર કરાવી રાખેલા, તે પેલો વેઢ જેવો બ્રાહ્મણ લેવા ગયો કે તરત જ ગુરુજી બોલ્યા, 'ગોરમહારાજ, એ વેઢ તો મહુરતનો છે.' એમ બોલતાં સાથે જ ઉપરાઉપરી સાઠ માટીના ટોપલાનો ઢગલો કરી દીધો. તેથી મહુરત કરનાર બ્રાહ્મણથી વેઢ લઇ શકાયો નહિ. ગુજરાતના ભક્તોએ મંદિર માટે રૂપીઆ ૫૦૦) તૈયાર કર્યા. અને તેટલા બીજા ઝવેરલાલે લખાયા. આ પૈસાના પત્થર મંગાવ્યા. આ પત્થર બે ફુટ જાડા, બે ફુટ પહોળા અને તેટલા જ લાંબા એટલે કે સમચોરસ હતા. બાજુમાં જુની ઓરડી હતી, તેમાં માટીની ગાર કરવામાં આવતી હતી.

ગુરુજી અને તેમના પ્રિય ચેલા શ્રી પુરુષોત્તમ તે બંને માટી પાથરતા હતા, અને પેલો પત્થર મુકતો હતો, એ પ્રમાણે એક થર તૈયાર કર્યો, તે મુજબ બીજો થર લીધો. ત્યારબાદ પાટીયું આડું મૂકી ત્રીજો થર મૂકયો. ત્યાં ચેલા શ્રી પુરુષોત્તમના મનમાં સંકલ્પ થયો જે 'માટીથી ચણવાનું અને તેમાં વળી જુની માટી વાપરવાની એમ કંઈ વળી મંદિર થતાં હશે ?'

ગુરુજીતો અંતર્યામી હતા. શ્રી પુરુષોત્તમને આ સંકલ્પ થતાં જ તેઓ બોલી ઉઠયા, "જો અહીં લકુંબો લેવા આવ્યો છે ? જરા પણ તને ન આપું." આ શબ્દ સાંભ- તાંની સાથે જ શ્રી પુરુષોત્તમ મુર્છા અવસ્થા પામી જમીન ઉપર ઢળી પડયા. પછી ગુરુજીએ આસપાસ તપાસ કરી પરંતુ પુરુષોત્તમને જોયા નહિ છેવટે એક ખૂણામાં તેમને પડેલા જોયા, પછી ગુરુજીએ ચેલાનું માથુ પોતાના ખોળામાં લીધું. એમ કરતાં થોડી વારે ભાન આવ્યું ત્યારે ગુરુજીએ પ્રસન્ન વદને ચેલાને કહ્યું કે "ઉઠ તને નહિ આપુ તો કોને આપીશ ?" એમ કહી શોકનું નિવારણ કર્યું.

ગુરુજીના મકાનમાં ચુવા ઘણા હતા. ચોમાસામાં જેટલાં નળિયાં તેટલા ચુવા તેવી પરિસ્થિતિ હતી. આથી શ્રી પુરુષોત્તમે સંચારી આપ્યું તે એવું સરસ સંચારી આપ્યું કે ચોમાસામાં એકેય ફોરૂં ઘરમાં આવ્યું નહી તેથી ગુરુજી બહુ પ્રસન્ન થઈ ગયા અને બોલ્યા 'તેં મારૂં ઘર સંચાર્યું તેથી મારે તારૂં ઘર સંચારવું પડશે.'

એક વખત ગુરુજીનું ફાળીયું ઘણું જુનું થઇ ગયું હતું. જેમ ઘુઘરીઓ લટકે તેમ ફાળીઆના ફાટેલા છેડા આજુ-બાજુ લટકતા હતા. આથી શ્રી પુરુષોત્તમને વિચાર થયો જે 'નવું હોય તો સારૂં.' એવામાં તેમના સાસરેથી હીરકોરી ધોતીયું આવ્યું. આ હીરકોરી ધોતીયું શ્રી પુરુષોત્તમે વેચી દઈ એક સરસ જગન્નાથી ફેંટો ગુરુજીને માટે ખરીદી લીધો. નવો ફેંટો બાંધતાંની સાથે જ ગુરુજી બોલ્યા જે 'આમાં જેટલા તાર છે તેટલા મારે પુરુષોત્તમને લુગડાં પુરાં કરવાં પડશે.' એમ ઘણી સેવા શ્રી પુરુષોત્તમ કરતા.

એક સમયે મહુધાના મણીલાલ દેવશંકરે વિજ્ઞાનદાસને પૂછ્યું જે, 'ગુરુનો અભિપ્રાય શો થયો?' ત્યારે વિજ્ઞાનદાસ બોલ્યા જે 'ભગવાન ભાદરણ પધરાવી દીધા. જે થવાનું હતું તે ભાદરણ થઈ ગયું.' મણીલાલે કહ્યું જે 'અમે તો તમારામાં ધારતા હતા.' ત્યારે વિજ્ઞાનદાસ બોલ્યા જે, 'પ્રભુની મરજી એમ હશે.'

સંવત ૧૯૪૯માં ગઢડામાં યજ્ઞ કરવામાં આવ્યો હતો. આ યજ્ઞ વિહારલાલજી મહારાજે કરાવેલો હતો. યજ્ઞમાં દેશદેશના હરિભક્તો ભેગા થયા હતા. મંદિરના કોઠારીએ ગુરુજી ઉપર પહેરો મૂકયો હતો. કોઠારીના મનમાં બીક હતી કે, 'જો આ ગુરુ કોઈને બોધ કરશે તો બધા તેમની તરફ ખેંચાશે અને આપણી પાસે કોઈ નહિ રહે.' આથી તેમને ગુરુજી પર પહેરો રાખવો પડતો હતો. આ યજ્ઞમાં આશરે પાંચ લાખનો જનસમૂહ હતો. યજ્ઞમાં પાંચેક લાખ રૂપીઆનો ખર્ચ થયો. તે ઉપર ગુરુજી કહે, 'પરણે

કોક અને ખર્ચ કરે કોક.' એમ માર્મિક વચન બોલ્યા. ગુરુજી જ્યાં જાય ત્યાં પુરુષોત્તમ પગની પાંની જોઈ રહેતાઃ અને સભામાં છેલ્લા બેસતા ત્યારે મૂર્તિ સામું જોઈ રહેતા, અને ચાલતા ત્યારે પગ સામું જોઈ રહેતા. આડીઅવળી દૃષ્ટિ કરતા જ નહિ.

ત્યારબાદ યજ્ઞની પૂર્ણાહુતિ થઇ. અગ્નિમાંથી ભગવાનની મૂર્તિ નીકળી શ્રી પુરુષોત્તમમાં સમાઈ ગઈ. પછી ગુરુજી કહે 'પુરુષોત્તમ સાથે પુરણ સગપણ થયું.' તેમાં વસોના પુરુષોત્તમલાલ જાણે જે મને કહ્યું. 'પરંતુ ગુરુજીની પસંદગી તો ભાદરણના શ્રી પુરુષોત્તમ ઉપર ઉતરી. એમ ગુરુ પ્રસન્ન થયા પછી પોતાના ભક્તોને લખ્યું જે 'ભાદરણવાળો પસલો લઘુશંકા પૂજાવે એવો છે. માટે એના જેવું બીજો કોઈ કરે તો માનશો નહિ.' આ વાત શ્રી પુરુષોત્તમે જાણી, પછી તેમણે વિજ્ઞાનદાસને કાગળ લખ્યો જે 'તમે મોટા છો અને ભવિષ્યમાં આપણા ગુરુનું કહેલું સત્ય થાય તો તમે મારી રક્ષા કરજો.'

એવી રીતે તેમણે વિજ્ઞાનદાસ ઉપર લખેલું પરંતુ વિજ્ઞાનદાસ જાણતા હતા જે શીવજી લઘુશંકા પૂજાવે છે, તો જેમાં ભગવાન આવે તેને પૂજે એમાં શી નવાઈ છે? તેથી વિજ્ઞાનદાસને કંઈ માન આવ્યું નહિ. ઉલટો ગુણ આવ્યો, 'જે જેનામાં ભગવાન આવ્યા તે તેમની રક્ષા કરવા કહ્યું તે મધ્યનાં ૨૫ પ્રમાણે નિર્માનીપણું બતાવ્યું. એ પ્રમાણે વિજ્ઞાનદાસે ગુણ ગ્રહણ કર્યો.'

આ રીતે રાત્રિદિવસ ગુરુજી પાછળ જતાં આવતાં ફરતાં તેર વર્ષની તપશ્ચર્યા બાદ ગુરુજી શ્રી પુરુષોત્તમ

ઉપર પ્રસન્ન થયા, "હવે તારે કાંઈ કમી નથી. અજમાવજે" આ ગુરુના પ્રસન્નતાના શબ્દોના રણકાર સાથે શ્રી પુરુષોત્તમ વિક્રમ સંવત ૧૯૪૯ના ચતુર્માસમાં પીજ મુકામે ગયા. મુળજીબાપાને ત્યાં પોતાનો મુકામ નાંખ્યો. મુળજીબાપા શ્રી પુરુષોત્તમના ગુરુભાઈ હતા. ત્યાં તેમના તન મન અને ધનની માગણી કરી.

આ મુળજીબાપાને ઉમેદભાઈ નામે પુત્ર હતા. તેઓ પીજમાં ખેતી કરતા હતા. ઉમેદભાઈ ખેતરમાં ખેડવા ગયા ત્યાં અચાનક તેમણે પોતાના હળ ઉપર ત્રણ મુર્તિનું દૃશ્ય જોયું. હળ ચાલે તેમ મુર્તિઓ આગળ ચાલવા માંડી. આ ત્રણ મુર્તિઓમાં વચ્ચે શ્રીજી હતા. તેમની એક બાજુએ પ્રાગજી મહારાજ (શ્રી પુરુષોત્તમના ગુરુ) અને બીજી બાજુએ શ્રી પુરુષોત્તમ હતા. પછી હળ પડયું મૂકી ઘેર આવી એક ખૂણામાં બેઠા. તેથી ઘરનાં માણસો મુંઝવણમાં પડી ગયાં જે 'છોકરો રીસાયો.' આથી મુળજીભાઈએ કહ્યું જે 'હું રીસાયો નથી. પરંતુ મને તો ખેતરમાં મુર્તિઓનાં દર્શન થયાં.' આથી સર્વે આનંદિત બની ગયાં. શ્રી પુરુષોત્તમ સમક્ષ પીજમાં સભા ભરાવા માંડી, આથી મકાનના ખંડ સાંકડા પડવા માંડયા, તેથી ઘરનું ભડું તોડી પાડયું. પાણી માટે અગાસીઆમાં કુઈ ખોદાવી. જાજરૂ કરાવ્યું. ઘરનાં માણસોને પોતાનું અનાજ વગેરે વપરાઈ જતું નથી એમ ધીરજ રહે એટલા માટે તેમની પાસે કોઠીના અનાજનાં માપ લાકડી વડે લેવડાવ્યાં. દળવાનું છોકરાની વહુ દળે. તે ઘંટીએ બેસે એટલે સમાધિમાં જતી રહે, તે

અડધા કલાકમાં મણ-દોઢમણ એકલી દળી નાંખે. પીજમાં સમાધિ પ્રકરણની શરૂઆત થઈ.

એક જણને સમાધિ કરાવી તે ભૂત ભવિષ્યનું કહે જ જાય. જે પૂછે તેને ઉત્તર દીધા જ કરે. મુળજીબાપાની વહુને એમ થયું જે રાતે દીવેલ ઘણું બળે છે. તેથી દીવેલની સગ નાની રાખે ત્યારે શ્રી પુરુષોત્તમ તે મોટી કરે એમ ખેંચતાણ થઈ. તેથી શ્રી પુરુષોત્તમ કહે 'ભાઈ મને જેટલું તમારે આપવું હોય તેટલું દીવેલ આપો. પછી ચાલશે ત્યાં સુધી બેસીશું પછી સુઇ જઈશું.' આથી ડોસીએ એક કોડીયું દીવેલનું ભરી દીધું, પછી પુરુષોત્તમે તો ગોદડું ફાડી રૂ કાઢી મોટા મોટા ચાર કકડા કર્યા. તે ચારે ધારે ચાર મૂકયા. પછી તો બળે જ જાય, પણ દીવેલ કોડીયામાં તો ઓછું થાય જ નહિ. એમ રાત દિવસ ચાર રાત્રિઓ પસાર થઈ. ડોસીએ જાણ્યું જે 'આતો શું થાય છે ? દીવેલતો એમનું એમ જ છે.' શ્રી પુરુષોત્તમનો ચમત્કાર તેમને સમજાયો. આથી દીવેલનું પાટુડું સોંપી દીધું. તેમણે છાનું-માનું થોડું દૂધ વેચીને કંઈક પૈસા ભેગા કરેલા. તે ત્રીજે માળ ઘરની પાલખના બખામાં બાજરીના પુળામાં પૈસા સંતાડેલા. બધું ઉઘાડી છાનામાના જઇને ચારસો અડધા કાઢી શ્રી પુરુષોત્તમને ચરણે ધરી દીધા.

આ પ્રમાણે શ્રી પુરુષોત્તમના ચમત્કારની વાત ચારે તરફ પ્રસરવા લાગી. શ્રીજીના વખતની સમાધિ આજે સંવત ૧૯૪૯માં સાંભળી હજારો મુમુક્ષુઓ જોવા આવવા લાગ્યા. દરેક માણસને જમાડવામાં આવતા. પરંતુ કોઈ

વસ્તુની ખોટ પડતી નહિ. આથી મહિમા વધતો ગયો તેથી પીજની અંદર શ્રી પુરુષોત્તમને ઘેરોઘેરથી જમવા માટેનાં નોતરાં મળવા માંડયાં. તેમાં શ્રી પુરુષોત્તમ પોતે તો બાજરીનો રોટલો અને છાસનો જ આહાર કરતા બાકીના માટે તમામ વસ્તુઓ થતી.

કોઈ વખત બીજાને ત્યાં જમવા જવાનું હોય અને પોતે કોઈ બીજા હરિભક્તોને ત્યાં ભજન કરતા હોય તે સમે સમાધિવાળાને પૂછે જે 'અંતરદૃષ્ટિ કરીને જો, જમવાની કેટલી વાર છે?' સમાધિવાળો જવાબ આપે જે 'હજુ રોટલા થાય છે, શીરો થઇ ગયો છે ધણીધણીઆણીને તકરાર થઇ છે, જે રોટલા જમવા માટે ન મૂકાય. ધણી કહે છે જે પુરુષોત્તમ મહારાજ રોટલા જ જમે છે-હવે ધણી તેડવા માટે આવે છે' એ પ્રમાણે સમાધિવાળો કહે પછી તપાસ કરતાં તમામ બીના સત્ય માલુમ પડે.

આ અરસામાં ચોમાસાના દિવસ હતા. શ્રી પુરુષોત્તમ બહાર નીકળે ત્યાં વરસાદ પડતો હોય તો હાથ ઉંચો કરે એટલે બંધ થઇ જાય. ઘરમાં પેસી હાથ હલાવે એટલે વરસાદ ચાલુ થાય. આથી લોકો આકર્ષાયા.

સમાધિ પ્રાણાયામવાળા સાધુ હતા તે વરતાલથી જોવા માટે પીજમાં આવ્યા. દસ વર્ષના છોકરાને સમાધિ થએલી જોઈ આશ્ચર્ય પામવા લાગ્યા. આ છોકરાને ગોદડાં ઓઢાડી નીચે સુવાડી રાખ્યો. પછી તેને પ્રશ્ન પૂછવા માંડયા. કોઈ તેની ઉપર તુંબડી ધરી રાખે. પછી પૂછે જે 'તારી ઉપર શું છે?' તો જવાબ મળે કે તુંબડી. 'બાજુમાં

કોણ છે?' તો તેનું પણ નામ દઈને છોકરો સાચો જવાબ આપતો. એવા ઘણા પરચા શરૂ થયા.

વળી ઘણી વાર શ્રી પુરુષોત્તમ વિચિત્રતા દાખવતા. કોઈ વખત પોતે કહે જે 'મારી પાછળ જે આવે તે અવળી પાઘડી મૂકીને આવે.' આથી બધા ભગત તે મુજબ કરતા. મુળજીબાપાને નાનાં છોકરાંની ટોપી મૂકાવી તેથી ઘણા લોકો કહે, 'આ શું?' એમ કરતાં મંદિરના ચોકમાં લોકો ભેગા થયા તે તમામને શ્રી પુરુષોત્તમ મળ્યા 'જે મારા હ્રદયમાં ભગવાન છે જેથી મળું તો તમારાં અંતઃ-કરણ શીતળ થાય.'

પછી એક એક ઘડો પાણી રેડયું તો ભાગોળે ગયું. તેથી બહુ લોકો ભેગા થયા.

શરૂઆતમાં મંદિરમાં ભજન કરતા, તે સર્વે ત્યાં ભેગા થતા. પરંતુ તે મંદિરના મહંતને આ ગમ્યું નહિ. તેથી શ્રી પુરુષોત્તમને ધક્કો મારી કાઢી મૂકયા. પરંતુ પુરૂષોત્તમને આ પ્રમાણે કર્યું ત્યારથી મહંતને મૂર્તિ વળગી. તે ખાતાં પીતાં સુતાં ઝાડે ફરતાં વહેવારે સંસારમાં તમામ જગાએ મૂર્તિ આગળની આગળ જણાવા માંડી. આથી મહંત ગભરાયો અને કહેવા માંડયો કે 'આ શું થયું?'

પછી વડતાલ જઈ વિહારીલાલ મહારાજને આ સઘળી હકીકત જણાવી. ત્યારે ત્યાંથી જવાબ મળ્યો કે 'પુરુષોત્તમને તો ભગવાન વળગ્યા છે. માટે એને પગે લાગી આવ તો દયા કરે, તો વળી વળગાટ છુટી જાય.' પછી અડધી રાત્રે માન મૂકી પાછા શ્રી પુરુષોત્તમ પાસે મહંત આવ્યો. રાત્રે

બધા વિચારમાં પડયાં કે આટલી રાતે મહંત શું કરવા આવ્યો હશે. મહંતે કહ્યું, "દ્વાર ઉઘાડો મારે શ્રી પુરુષોત્તમનાં દર્શન કરવાં છે." પછી મહંતે દંડવત કર્યા અને પગે લાગ્યો. આથી મુર્તિ એકાએક બંધ થઇ ગઈ.

નડીઆદના તેમના ગુરુભાઈ ઝવેરભાઇ જેસંગભાઈ માંદા હતા. તેમને શ્રીપુરુષોત્તમે કહ્યું કે 'પાંચ માળામાં મટાડી દઉં તો મારી સાથે ભજન કરવા પીજ આવશો?' તો કહે "હા." પછી મટાડી દીધું. આથી તેઓ પણ પીજમાં સાથે હતા.

પરસોતમલાલની વહુને મંદવાડ હતો. આથી તેમને શ્રીપુરુષોત્તમ આગળ નમાડયાં. તેથી મટી ગયું. એટલે તે બધાં પણ સાથે પીજમાં ભજન કરતાં હતાં. એક વખત ચોમાસામાં તળાવે નાવા જતા હતા. તેમાં પીજના તળાવે જતાં રસ્તામાં છાતી સમું પાણી તે ઓળંગીને તળાવે ગયા. પછી પુરસોતમલાલ શ્રીપુરુષોત્તમને કહે, "હવે અત્યારે તમે પેલા સમાધિવાળા છોકરા મોતીને અહીં બોલાવો તો ખરા." અત્યારે આ છોકરો ગામમાં કંઇ દૂર હતો. પછી શ્રીપુરુષોત્તમ કહે, 'મોતી મોતી અહીં આવ.' પછી થોડીવારે પેલો સમાધિવાળો છોકરો મોતી દેખાયો. પછી પરસોતમલાલ બધાને ખાનગીમાં કહે, 'તમે કોઇ બોલશો નહિ, છેટા ઉભા રહો. મને પૂછવા દો.' પછી તે છોકરો તરતાં તરતાં આવીને ઉભો એટલે લાલ કહે, 'અલ્યા છોકરા અહીં કેમ આવ્યો?' એમ ધમકાવ્યો ત્યારે તે મોતીએ જવાબ આપ્યો કે 'મને મહારાજે

બોલાવ્યો છે. તેથી આવ્યો છું.' પછી લાલ કહે મહારાજે શું કહ્યું હતું ? તો કહે, મોતી મોતી અહીં આવ, એમ કહ્યું હતું તેથી હું અહિં આવ્યો છું.' આ સાંભળી લાલ મનમાં ઘણું આનંદ પામ્યા. અને નિશ્ચયમાં વૃદ્ધિ થઇ. તેઓ ભાદરણમાં પરણેલા હતા. પરંતુ ત્યાં અવાતું નહિ અને બહુ દર્શનનો વેગ થાય ત્યારે મેડે બેસી રહે અને જાળી-આમાં રહીને દર્શન કરતા.

કેટલીક વખત કોઇ ભૂતવાળું આવે તો તેનું ભૂતનું દુઃખ શ્રીપુરુષોત્તમ નિવારણ કરતા. કોઇ રોગી હોય તો તેનો રોગ મટાડી દેતા. વગેરે જે શાસ્ત્રમાં પરચા ઐશ્વર્ય કહ્યાં છે તે તમામ એક માસ રહીને વાનગીરૂપે દેખાડી દીધાં. ત્યારબાદ એક વેળાએ સમાધિવાળો કહે, "રૂપબાઈબાને લાલજી જન્મ્યા. જો ના મનાતું હોય તો અહીં ઉપાડી લાવું." પછી કોઇ કહે 'લાવો.' વળી કોઈ ડાહ્યો કહે, 'ના લાવશો ત્રાસ પડશે.' આથી બાપાએ આ વાત ખરી છે કે કેમ તે તપાસ કરવા વાળંદ મોકલ્યો. તપાસ કરતાં વાત સાચી માલમ પડી. શ્રી પુરુષોત્તમને ઘેર લાલજી જન્મેલા. આથી તેમને ખુબજ આનંદ થયો. તેથી મુળજી-બાપાએ બે ગાડાં ભરી જીયાણું કર્યું. નવું ઘર માંડે તો પણ કંઈ પણ ચીજ ખુટે નહિ તેટલું જેવું કે ખાટલા, પાટલા વાસણ, થાળી, ખાંચણીઓ, સાંબેલું, સુંથીયું, સાવરણી, પેટી, પટારા, મજુસ, ઘોડીયું, ગોળી, વલોણું વગેરે મોકલાવ્યું. તે હજુ સુધી પીજવાળું તપેલું કહેવાતું, સાંબેલું પીજવાળું કહેવાય છે. પટારો વગેરે હજુ છે.

પછી વીણાના ભાઈશંકરને શ્રી પુરુષોત્તમની બાને લાલજીના જન્મની વધામણી ખાવા બાદરણ મોકલ્યા. બાએ તે બ્રાહ્મણને દૂધનો શીરો કરી ખવડાવ્યો. મોસાળ તરફથી લાલજીનું નામ મંગળ પાડવામાં આવ્યું. મહારાજે નારાયણ નામ રાખ્યું. સ્વામીનારાણનું ભજન ચાલતું હોવાથી નારાયણ નામ કાયમ રહ્યું, અને મોસાળનું નામ દિવસો પસાર થતાં વિસરી જવાયું.

આ પુત્ર પહેલાં સવા વર્ષે શ્રી પુરુષોત્તમને ડાહ્યો નામનો એક પુત્ર હતો.

ત્યારબાદ થોડા દિવસે ઝીયાયણાના બે ગાડાં ઘેર આવ્યાં, પૈસા આવ્યા, માબાપ આ જોઈ ઉલ્લાસમાં આવી ગયાં. તેથી તેમણે શ્રી પુરુષોત્તમ મહારાજને કહ્યું કે, ‘ભાઈ તારા ગુરુને તેડી લાવજે.’

ત્યારે પુરુષોત્તમ મહારાજે કહ્યું. “બાપા, મારા ગુરુ નડીઆદ આવ્યા છે. જાઓ, તેડી લાવો.”

આથી મહારાજના પિતાશ્રી જીવાભાઈ તથા તેમના મિત્ર સોની ભાઇચંદ બંને એકો લઈને ગુરુજીને તેડવા નડીઆદ ગયા. નડીઆદમાં કોઇ હરિભક્તને ઘેર પ્રાગજી મહારાજનો મુકામ હતો. ગુરુજીને પરસોતમલાલે કહ્યું કે, “બાદરણવાળા પરસોતમના બાપા આવ્યા.” ત્યારે ગુરુજી ઉભા થયા અને શ્રી પુરુષોત્તમના પિતાશ્રી જીવાભાઇને કહ્યું કે, “તારો છોકરો બધું લુંટી ગયો. હવે હું તો ચીંથરાફાડ છું.” આ પ્રમાણે ગુરુજીએ કહી તેમને ધક્કો મારી બારણું અટકાવી દીધું. બંને મિત્રો ત્યારબાદ પાછા ફર્યા.

શ્રી પુરુષોત્તમ મહારાજને ત્યારબાદ પીજમાંથી કોઇ

નીકળવા દે નહિ. કારણ કે શ્રી પુરુષોત્તમ તો અક્ષયપાત્ર—તેથી કોઈને નુકશાન થાય નહિ. ઉલટો આનંદ થાય. તેથી પ્રભુએ નડીઆદના ઝવેરભાઈ જેસંગભાઈના સાળામાં પ્રવેશ કર્યો. આ ઝવેરભાઇ શ્રી પુરુષોત્તમના ગુરુભાઈ હતા. તેમજ પીજમાં આ પ્રમાણે ચમત્કાર લીલા વગેરે નિહાળ્યાથી ત્યાંજ રહેતા. આથી ઝવેરભાઇના સાળાના મનમાં થયું કે, "આ પરસોત્તમે મારા બનેવી ઝવેરભાઇને મંત્રી લીધા છે, તેથી મારા બનેવી તેમની પાછળ ફરે છે. માટે ચાલો માર મારીને લઇ આવીએ." આથી તે સાળા અને તેના સંબંધીઓ દોઢ દોઢ હાથની લાકડીઓ લઈ રાત્રે શ્રી પુરુષોત્તમને મારવા માટે આવ્યા. શ્રી પુરુષોત્તમે પાછળ અગાસીઆમાં રહીને ચાલવા માંડયું. રસ્તામાં મારવા આવેલાને સમજાવ્યું કે, "તમે મને અહિં મારી નાંખશો તો આ પીજવાળાઓને વિઘ્ન આવશે માટે ચાલો તમારે ઘેર આવું." પછી સાથે સાથે આવેલા લોકોને ઘેર ગયા. તેમાં રસ્તામાં વરસાદ વરસતો હતો. છતાં શ્રી પુરુષોત્તમ ઉપર વરસાદ પડે નહિ. અને જોડે તેડવા આવેલા તેમની પાસે છત્રીઓ હતી છતાં લુગડાં પલળવા માંડેલાં. આવો ચમત્કાર જોઈ આ લોકોને આનંદ થયો. પછી ઘેર લઈ જઇને શ્રી પુરુષોત્તમને પાંચ દિવસ રાખ્યા. દરરોજ મુંબઈથી મેવા મંગાવી પ્રસાદ ધરાવતા. અધમણનો શીરો કથરોટમાં કાઢી પ્રસાદ કરાવી ફળીઆમાં વહેંચ્યો. 'લ્યો અલ્યા ભગવાનનો પ્રસાદ.' આ ગામમાં એક બાપ દીકરાને વીસ વર્ષથી અણબનાવ અને અબોલા હતા. તે આ પ્રભુના પ્રસાદથી તેમજ શ્રી પુરુષોત્તમના સહેવાસથી સંપીને રહેવા લાગ્યા.

આ પ્રમાણે શ્રી પુરુષોત્તમના ઐશ્વર્યની વાત પ્રસરવા લાગી. મહુવાના પ્રાગજી ભગતનો શિષ્ય અને ભાદરણનો વતની પુરસોતમ તે પીજમાં ભગવાન થઈ પૂજાય છે એવી વાત દરેક સંપ્રદાયમાં ફેલાઈ. આથી વિહારીલાલ મહારાજે મહુવામાં ગુરુજી પ્રાગજી મહારાજ ઉપર પત્ર લખ્યો જે, "તમારો શિષ્ય પુરુષોત્તમ પીજમાં ભગવાન થઇને પૂજાય છે અને અમારે સત્સંગમાં નીચું ઘાલવું પડે છે. તમે કાંઈક ઉપાય કરો કે જેથી તે ઘેર જાય; નહિ તો આખો સત્સંગ તણાઈ જાશે. અને કોઇ મૂર્તિઓને માનશે નહિ. મંદિર પડી રહેશે." આ પત્ર વાંચીને ગુરુજીએ શ્રી પુરુષોત્તમને પત્ર લખ્યો જે, "બાપે જાણ્યું જે છોકરો ચલાવી લેશે—એમ બાપાને હિંમત આવી છે. માટે હવે બાપ ના હોય ત્યારે ચલાવજો. નહિ તો બાપાનું માન પડે અને જ્યારે જોઈએ ત્યારે હથીઆર વાપરજો." આવો ગુરુજીનો પત્ર શ્રી પુરુષોત્તમ ઉપર આવ્યો. પત્ર વાંચતાની સાથે તેમણે ઝવેરભાઇને કહ્યું કે, "આ હવે હથીઆર ઉંચાં મૂક્યાં." આ પ્રમાણે શબ્દો ઉચ્ચારી ત્યાંથી ચાલી નીકળી ભાદરણ આવ્યા.

હવે ભાદરણમાં આવી ઘર ભાડે રાખી બે ભેંસો રાખી. દૂધ વેચવાનું શરૂ કર્યું. હાલમાં જે જગા ઉપર દહેરૂ તથા મહારાજશ્રીનાં પગલાં છે ત્યાં આગળ ખેતરમાં ત્રણ વર્ષનો સમય પસાર કર્યો. આ દરમ્યાન તેઓ દૂધ વેચતા. ગામમાં આ સમયે દૂધ વેચવાનો બીલકુલ રિવાજ હતો નહિ. વિવાહ લગ્નમાં દૂધ જોઇએ તો લોકો મફત આપતા. પરંતુ વેચવાની પ્રથા તો હતી જ નહિ, શ્રી.

પુરુષોત્તમ એવી રીતે દૂધ વેચવાનું શરૂ કર્યું કે દૂધ ભરવા માટે જેને દૂધ જોઈતું હોય તેને ઘેર જઈ લોટો લઈ આવે અને દૂધ ભરી પાછો તેને પહોંચાડી આવે. આ પ્રમાણેની સગવડતામાં કોણ ઘરાક ન થાય? ઘણા ઘરાકો થયાં. પોતાના ઘરનું દૂધ ખુટવા માંડયું. આથી બીજેથી અઢી પૈસે લાવી ઘરાકને બે પૈસે આપતા.

મજુરનું કામ પણ સાથે ચાલુ રાખતા. મજુર પાસે ખેતરમાં કયારા ખોદાવતા. વાડે ઓટલીઓ કરાવે. વળી આંબા રોપાવે. કુવા કરાવતા અને ઓરડી પણ કરાવતા. આ મજુરના ભાથા માટે રાંધેલાનાં ઘેરથી તપેલાં માંથે મૂકીને ખેતરમાં લઈ જતા. મજુરને કોઈ કોઇ વખત કંસાર પણ જમાડતા.

આ રીતે જ ત્રણ વર્ષમાં ચારસો રૂપીઆ તેમને દેવું થયું.

રાત્રે સીમમાં દીવો અને વચનામૃત સાથે જ રાખતા. નીંદવાનું કામકાજ હોય ત્યારે દીવસે ઓળો નીંદે અને રાત્રે ઉમરા નીંદે. રસ્તો વાળી નાંખતા જેથી કોઈ પેસે તેના પગલાંની નીસાની રહેતી. કોઈ વખત પોતાના બે પુત્રો ડાહ્યો અને નારાયણને એકલાને સીમમાં મૂકીને ઘેર આવતા. બંને પુત્રો કહે, "અમને બીક લાગશે." ત્યારે શ્રી પુરુષોત્તમ જવાબ આપે કે, "પાણી રેડીએ તો બીક લાગેલી ઓલાઈ જાય."

આ છોકરાંને દૂધ તો આપવાનું નહિ. તાંબડી ધોઈને ધોળું પાણી કરી છોકરાંને નવટાંકી ભરી આપતા, અને

પોતે વધેલું દૂધ ઉકાળીને પીતા. અને રૂપબાઈને પણ પાતા. અને જો ના પીવે તો મારતા. અને કહેતા જે "છોકરાં મોટાં થશે ત્યારે પીસે." પરંતુ છોકરાંને દૂધ આપે નહિ. એટલે માને ભાવે નહિ. તેથી તકરાર થતી.

આ પરિચર્યામાં ત્રણ વર્ષ વીતી ગયાં. ત્રણે વર્ષ આખરે ગુરુજી માંદા થયા. તે વેળાએ જેટલા દિવસ ગુરુજીએ ખાધું નહિ તેટલા દિવસ અહીં ભાદરણમાં શ્રી પુરુષોત્તમે પણ અનાજ લીધું નહિ. અને રાત્રીદિવસ બેસી રહેતા. રાતના નાનું ફાનસ મૂકી વચનામૃત વાંચતા. આ પ્રમાણે બંને જણાએ એટલે કે ગુરુજીએ મહુવામાં અને શીષ્યે ભાદરણમાં એક માસ સુધી તપ કર્યું.

ગુરુજી પહેલાં કહેતા હતા કે, "જ્યારે હું સમાધિમાં જઈશ ત્યારે મારા સર્વ આશ્રિતોને જણાવીશ." આ મુજબ ગુરુજીએ પોતાના આશ્રિતોને પત્ર લખ્યો જે, "આ દીવસે આટલે વાગે અને આ વારે હું સમાધિમાં જઈશ, તે પાછો નહિ આવું." આ પત્રથી તમામ આશ્રિત ગુજરાતીઓ મહુવા આવી પહોંચ્યા. એવામાં કોરંટણ ચાલતી હતી તેથી વસોના પુરસોતમલાલ રોકાયા. ગુરુજીએ પૂછ્યું જે, "તમામ આવી ગયા?" ત્યારે એક ભક્તે જવાબ આપ્યો કે 'હજુ લાલ આવવાના બાકી છે.' પરંતુ ત્યારબાદ થોડાવારે લાલ આવી પહોંચ્યા પરંતુ પટેલ એટલે હજામતની પાળી વીતે એટલે હજામત કરાવવા બેઠા. પછી ગુરુજી કહે 'લાલ આવ્યા?' તો કહે આવ્યા છે પરંતુ હજામત કરાવે છે.

ત્યારબાદ ગુરુજી અને શિષ્યો વચ્ચે નીચેનો નોંધપાત્ર સંવાદ થયો, ગુરુજીના આ છેલ્લા ઉદ્‌ગારો હતા.

શિષ્યોએ ગળગળા થઇને ગુરુજીને પૂછયું જે, "આપ તો હવે સમાધિમાં જાવ છો તો અમારે હવે કોની પાસે જવું ?" ગુરુજીએ ધીમે સ્વરે જણાવ્યું જે, "બધા ભેગા થઈને ભજન કરજો. તમને કોઈ પીડશે નહિ." શિષ્યોએ વધારે સ્પષ્ટીકરણ કરવા પૂછયું જે, "તમે હવે કયાં છો ? ગુરુજીએ જવાબ વાળ્યો જે, "સૂર્ય ઉગશે તે છાનો નહિ રહે."

આ પ્રમાણે ગુરુજીના છેલ્લા ઉદ્‌ગારો ઘણા વિચારાત્મક અને દર્શનીય છે. ગુરુજીને પોતાના આશ્રિતોને ભેગા મળી ભજન કરવાનો છેલ્લો ઉપદેશ આપ્યો. જેવી રીતે સૂર્ય ઉગે છે તે ઢાંકયો રહી શકતો નથી તેમ જેનામાં પ્રભુ પ્રગટશે તે શી રીતે છાનું રહી શકશે ?

એક બાજુ ગુરુજીના બે ભત્રીજા પૈસા સારું વઢવા માંડયા. બીજી બાજુ ગુરુજીએ બેઠા થઈ પલાંઠી વાળી શ્વાસ ખેંચી લીધો. વિક્રમ સંવત ૧૯૫૩ ના અશ્વિનના કૃષ્ણપક્ષે અક્ષરાતિત શ્રી પ્રાગજી મહારાજ ભગવાન મનુએ સર્જેલી ક્ષર દુનિયાનો ત્યાગ કરી કોટી સૂર્યના તેજથી પણ પર એવા શીતળ તેજસ્વી ધામમાં અક્ષરવાસી બન્યા.

ત્યારબાદ મૃતદેહને ઉપાડીને આશ્રિતો બાળવા ગયા. ત્યાં ચિતા ખડકી, અગ્નિસંસ્કાર કર્યો. પછી શરીર ચેહથી જુદુ પડી ગયું. એક બાજુ લાકડાં લાગે, જ્યારે બીજી બાજુએ ગુરુજીનું મૃતશરીર બળે. હાથપગની વીસ આંગ-

બીઓ તે દીવા માફક લાગતી હતી. એની મેળે જ લાકડાં વીના બ્રહ્મતેજે નાંખુ પડી બળી ગયું. આ દ્રશ્ય જોતાં આશ્રિતોના શોકનું નિવારણ થયું. હૈયું સુનું પડયું નહિ. કારણ કે સ્મશાનમાં પ્રભુએ હૈયું હાથ રાખેલું હતું.

પરંતુ ત્યારબાદ ઘેર આવ્યા કે શાન્તિ ઉડી ગઈ. તેથી તરત જ બધા મહુવેથી ઉપડયા. ગાડીએ બેસી વડતાલ આવ્યા. આ બાજુ શ્રી પુરુષોત્તમ મહારાજના મનમાં ઉપડયું જે "વડતાલ જાઉં, ત્યાં શાન્તિ પમાડવી પડશે." તેથી તેઓ પણ વડતાલ મહુવાથી પેલા બીજા ભક્તો વડતાલ આવે તે પહેલાં ત્યાં પહોંચી ગયા.

વડતાલમાં એક ગણપતગર કરીને બાવો હતો. આ બાવાને એક મઠ હતો. તેને ત્યાં શ્રી પુરુષોત્તમ મહારાજ ગયા. ગણપતગરના મઠમાં એક જન (ભૂત રાક્ષસ) રહેતો હતો. કારણ કે આ જનના ગુરુએ સાત ચરૂ રૂપીઆના દાટયા હતા. આ જન ગણપતગર બાવાને બહુ દુઃખ દેતો હતો અને બહારના કોઈને મઠમાં પેસવા દેતો નહિ. ગણુ-પતગર બાવાએ શ્રી પુરુષોત્તમ મહારાજને આ બધી વાતથી વાકેફ કર્યા અને વિનંતિ કરી જે, "જો તમો આ જનને કાઢી મૂકો તો હું તમને અહિં ઉતારો આપું." આથી પુરુષોત્તમ મહારાજે હા પાડી. અને ઓરડામાં ગયા કે તરત જ જન ત્યાંથી નાસી ગયો. જેવો નાઠો, તેવી તેણે ચીસ નાખી. આ ચીસ ગણુપતગરે સાંભળી. આથી તેને ખાત્રી થઈ કે જન નાસી ગયો. આ પ્રમાણે શ્રી પુરુષોત્તમ મહારાજે પોતાનો ઉતારો નક્કી કર્યો. પછી ત્યાં આગળ

દરવાજે આવીને ઉભા રહ્યા. એટલામાં મહુવાથી પેલા હરિભક્તો ત્યાં આવી પહોંચ્યા. વિજ્ઞાનદાસ પણ ત્યાં હતા. ગુરુજીના દેહ છોડયાની વાત વિજ્ઞાનદાસને કરી. આ શોક સમાચાર સાંભળી વિજ્ઞાનદાસને મુર્છા આવી. એટલામાં તેમણે નીચેના શબ્દો સાંભળ્યા, "ઉઠ, એક ભગવાન ગયો ત્યારે બીજો એ દરવાજે ઉભો. અને સુખ સજ્જામાં પાટીદાર વેશ ધરાવ્યો."

ત્યાં પુરુષોત્તમ મહારાજને પણ મહુવા જઇ આવેલા ભકતે કહ્યું કે "ગુરુએ દેહ મૂકી દીધો." તે સાંભળી પુરુ-ત્તમ મહારાજે છાતીમાં પોતાના હાથની મુઠીનો ધોક્કો મારી કહ્યુ કે, "તમે શીદ પાછા આવ્યા? ચિતામાં બળી મરવું હતું ને?" ત્યારબાદ મહુવાથી આવેલા તમામ દરવાજા પાસે ભેગા થયા. શ્રી પુરુષોત્તમ મહારાજ સર્વેને ગણપતના મઠમાં લઈ ગયા. ત્યાં જઈ ખુબ જ્ઞાન વરસાવ્યું શોક ભૂલાવ્યો. પછી શ્રી પુરુષોત્તમ મહારાજે કહ્યું કે "સૌ સૌનાં મન તપાસો. પૂર્વ જન્મ જેવું થઈ ગયુ તેમ લાગે છે." બધાંનો શોક જતો રહ્યો અને વિચાર કરવા લાગ્યા કે 'હવે બધા કયાં ભેગા થઇશું?" 'કોઈ કહે કે તારે ત્યાં તો કોઈ કહે કે તમારે ત્યાં.' કોઈ કહે મારે તો છોકરો આડ કરે-તો કોઇ કહે મારે તો ભાઇ આડ કરે-મારે તો બાયડી માને નહિ-એમ દરેકે અડચણ બતાવી. આથી શ્રી પુરુષોત્તમ મહારાજ કહે કે "મારે ત્યાં આવજો. વગર કર્યો પટલ હું થઉં."

એમ કરતાં ગુરુજીનું તેરમું આવ્યું. મંદિરમાં રસોઈ

આપવાનો ઠરાવ કર્યો. તેથી ત્યાં મંદિરમાં માલપુડાની રસોઇ આપી. બમણો તમણો સામાન આપ્યો. ત્યાર બાદ ત્યાંથી બધા વેરાઈ ગયા.

નક્કી કર્યા મુજબ ભાદરણમાં પહેલો સમૈયો સંવત ૧૯૫૪ ના મહા સુદ નવમીના રોજ ભરાયો. દર એકાદશીએ એમ બાર સમૈયા ભરવાનું નક્કી કર્યું. આ પહેલા સમૈયામાં આખું ગામ જમાડયું. આ વેળાએ શ્રી પુરુષોત્તમ મહારાજ પાસે પૈસો ન હતો. પરંતુ પ્રભુ પ્રસન્નતાથી સીદ્ધિદ્વારા શીરો કરી આખું ગામ જમાડયું. મહારાજના મોટાભાઈ ત્રીકમભાઇ હતા. તેમને મહારાજના ઓરડામાં અથાગ નાણું જણાયું. આથી ત્રીકમભાઇ નાનાભાઇની જોડે હોંશથી રહેવા લાગ્યા. ભાદરણમાં ખાંડીઓ કુવો આવેલો છે તેના ઉપર સમાહ-કરતા. મહારાજશ્રી ત્યાં સવારમાં જમવા માટે નોંતરૂ દેવા ગયા. તેમના માથે પતાસાનો થાળ હતો. તે બધાને પગે લાગે. પરંતુ પતાસાં સગે ભરેલાં તેમાંથી એકેય હાલે ચાલે નહિ. આ પતાસાની સગ ભાદરણના ઝવેરભાઈ બાબરભાઈના જોવામાં આવી. તેથી જાણ્યું કે, 'આ ભગતનામાં કંઈક છે. માટે આપણે એમની સોબત કરીએ.' ત્યાં ઠાકોરજીને પગે લાગી પતાસાનો થાળ મૂકયો. અને સેજ મહારાજશ્રીએ નોંતરૂ દીધું જે, "દસવીસ બ્રાહ્મણ મારે ત્યાં કાલે સવારે કોરી હાજરી કરવા આવજો." પછી બાજુમાં બેઠેલા હતા તે ગામલોકો કહે, "અમે નહિ ભગત, અમને પણ જમવાનું કહો." મહારાજશ્રી કહે, "તમે પણ આવજો." એમ કરતાં બીજાઓ પણ કહે, "અમે નહિ ભગત ?" મહારાજશ્રી કહે, "બધાજ આવજો."

લોકો ટીકા કરવા માંડયા કે, "ઘરમાં મીઠું તો છે નહિ. આ શું ખવડાવવાનો છે? ડાગળી ખસી લાગે છે." પછી મહારાજશ્રી કહે, "આખું ગામ આવજો." પછી લોકો કહે, "પુરી ડાગળી ખસી."

નોંતરાં દઈ મહારાજશ્રી ઘેર આવ્યા. આવી શીરાની તૈયારીઓ કરવા માંડી. રાતમાં ને રાતમાં શીરો તૈયાર થઈ ગયો. અને સવારમાં તો લોકો જોવા આવ્યા. ત્યાં તો કેટલાકને જમતાં જોવામાં આવ્યા. બ્રાહ્મણીયા દૂધનો પાંત્રીસ શેર દૂધનો શીરો કરાવેલો હતો તે બ્રાહ્મણો માટે ગણુપત ગોરને આપ્યો. ગામમાં વહેંચ્યો. હરેકને જમવા બેસાડયા છતાં શીરો બીલકુલ ખુટયો નહિ. બરણીઓ ગણુપતરામની અથાણાની ખાલી થઈ ગઈ પણ કથરોટનો શીરો તો એમનો એમ જ. ગામના લોકોને આશ્ચર્ય થયું. કારણ કે આ વખતે બ્રાહ્મણ માટે બાર મણ લોટ વપરાય તેટલી વસ્તી હતી. પુરુષોત્તમે તો આખુંય ગામ જમાડયું. એમને તો પ્રભુ પ્રસન્ન થયા લાગે છે. પછી ઘોડું સાજ, નોબત, છડી ડંકા વગેરે લાવીને ઘેરઘેર શ્રી પુરુષોત્તમની પધરામણી કરવામાં આવી. આગળ કાંસા મંડળી ગાતી જાય અને પાછળ ગામમાં શીરાનો પ્રસાદ વહેંચતા જાય એમ લીલા લહેર કરી.

સમૈયા આ પ્રમાણે ભરાવા લાગ્યા. હરિભક્તો વધારે આવવા લાગ્યા. તેથી ઉતારવા કયાં તે સવાલ થઈ પડયો. મોટી ખડકીમાં શંકરકાકા કરીને એક વૃદ્ધ હતા. તેમણે પોતાનું ડહેલું શ્રી પુરુષોત્તમ મહારાજને સમૈયા ભરવા માટે આપ્યું. મહારાજશ્રી શંકરકાકાને કહે કે "મને સોંપી

દો." શંકરકાકાએ ખુશીથી જવાબ આપ્યો કે "જાઓ તમને સોંપી દીધું." મહારાજશ્રીએ કોઠારી લઈ ડહેલાની ઓટલી તોડવા માંડી તોપણ શંકરકાકા કંઈ બોલ્યા નહિ. શંકરકાકાની તમામ વસ્તુઓ ગોદડાં ચાદરો વગેરે ડહેલામાં જ હતાં. આ ગોદડાં અને ચાદરો વાપરવા માંડી. પરંતુ શંકરકાકાના મનમાં કંઈ પણ થયું નહિ. પછી એમના વૈશ્નની જમાતના સાધુ આવેલા. તેમને શંકરકાકાએ માલપુડાની રસોઈ આપી. સાધુઓને જમાડયા. કુટુંબને ખવડાવ્યું. બધા હરિભકતોને જમાડયા પરંતુ માલપુડા ત્યાંના ત્યાં. વળી શંકરકાકાની ચાદરો ફાડી. ફાડીને દરેક હરિભક્તને પોણો શેર પોણો શેર જોખી ભાથા માટે આપ્યા, પણ ખુટયા નહિ.

આવા ચમત્કારમાં ગરકાવ બની શંકરકાકાએ ડાબડો ભરેલી સોનાની જણસો મહારાજશ્રીને પહેરાવી. મહારાજશ્રીએ સમૈયો પુરો થયા બાદ આ જણસો પાછી સોંપી. પરંતુ શંકરકાકા પાછી લેવાની ના પાડતા હતા. પછી મહારાજશ્રી કહે કે, "આ તો પરસાદીની થઇ, લ્યો તમારા ઘરમાં રાખો." પછી શંકરકાકાએ પાછી ગ્રહણ કરી.

બીજા સમૈયાના સવડ માટે મહારાજશ્રી વાસણ લેવા નડીઆદ ગયા. મહુધાના મણીલાલ દેવશંકર ઝવેરલાલ ઉલાસરામને ત્યાં આવેલા. અને તેમની સાથે બીજા કેટલાક ભકતો નડીઆદ આવેલા. મોટાભાઇ ત્રીકમભાઈ પણ સાથે હતા. જીવા બારોટ તથા ઝવેરભાઈ જેશંગભાઈ જોડે જ

હતા. નડીઆદમાં ઘેર જઈ મહારાજશ્રી હિંચકા ઉપર સુતા. બંને ભક્તો હિંચકો ઝુલાવતા હતા. હિંચકો ઝુલાવતાં સમાધિ થઈ ગઇ. તે ચોવીસ કલાક સુધી સમાધિ રહી. આ સમાધિ મણીલાલના બાપ દેવશંકરના જોવામાં આવી. આથી તેમને નિશ્ચય થયો કે આ કોઇ મોટા પુરુષ છે.

આ પહેલાં એક વખત આ દેવશંકરના મનમાં થયું જે મારા બંને પુત્રો ભરમાઈ ગયા છે તે આ પુરુષોત્તમની પાછળ ફરે છે. તેથી તેઓ મહારાજશ્રીને વઢવા આવેલા. દેવશંકર આવતા હતા તે સામે મહારાજશ્રી સામા જતાં જમીનથી અદ્ધર બે ચાર ગુલાંટો ખાઇ પગમાં પડયા. આ અલૌકીક ગુલાંટો જોતાં મનમાં શાંતિ થઈ ગઇ. અને વઢવાનું તો એક બાજુએ રહ્યું. પણ કોઇ મોટા પુરુષ છે એમ મનમાં દઢ થયું.

મહારાજશ્રી નડીઆદમાં વાસણ ખરીદવા આવેલા તે બજારમાં જવા તૈયારી કરી. વાસણ ખરીદવા માટે પૈસા ગજવામાંથી કોથળી કાઢી ગણવા બેઠા. આ કોથળી પચીસ રૂપીઆ હોય તેટલી નાની લાગતી હતી.

પછી કોથળીમાંથી એકએક રૂપીઓ કાઢી ગણી આપવા માંડયું. તે ત્રણસો રૂપીઆ કાઢયા, ત્યાં સુધી બધા જોઈ રહ્યા. એટલામાં ઉનેલનો બારોટ પ્રભુદાસ બોલી ઉઠયો, જે " આ પરભુની કળા ખરી કે અખુટ નાંણું. " આ શબ્દ સાંભળતાં જ કોથળીમાંથી નાંણું કાઢવાનું મહારાજશ્રીએ બંધ કરી દીધું.

ત્યારબાદ મહારાજશ્રી, મોટાભાઇ ત્રીકમભાઈ, મણીલાલ વગેરે બજારમાં વાસણ લેવા ઉપડયા. વાસણ ખરીદતાં રૂપીઆ છત્રીસ ખુટયા. આથી તે રૂપીઆ મણીલાલે કબુલી લીધા. મણીલાલે કંસારાને કહ્યું જે, "હું એમને ઓળખું છું. એ નહિ આપે તો હું આપીશ." આ વખતે બાદરણના મોતીભાઈ ઝવેરભાઇ પણ સાથે હતા. તેમણે પણ બાકીના પૈસા કબુલેલા. આ કબુલેલા પૈસા આપ્યા નહિ. આથી જ્યારે બીજો સમૈયો ભરાયો ત્યારે વડતળે સભા ભરાઈ હતી તેમાં જઇને મોતીભાઇએ મહારાજશ્રી પાસે કબુલેલા પૈસાની માગણી કરી. પરંતુ મહારાજશ્રીએ આપ્યા નહિ એટલે મોતીભાઈએ ગાળો ભાંડવાની શરૂ કરી. મોતીભાઈ કહે કે, "તારી બ્હેનને પરણું. કેમ પૈસા આપતો નથી?" ત્યારે મહારાજશ્રીએ ઠંડે કલેજે જવાબ આપ્યો જે, "બ્હેન તો ધર્મજ પરણાવી છે. પહેલાં કહ્યું હોત તો તને પરણાવત." આ જવાબથી ન ધરાતાં ફરી મોતીભાઈ ક્રોધથી કહે, "તારી માને પરણું." એટલી જ શાંતિથી મહારાજશ્રી કહે કે, "મા તો ઘરડી છે. લઇ જવી હોય તો લઇ જા. મારે રોટલા ખવડાવવા મટયા." છતાં મોતીભાઇનો તો રોષ ઉતર્યો નહિ અને પોતાની હલકાઈના છેલ્લા શબ્દો ઉચ્ચાર્યા કે, "તારી છોડીને પરણું." મહારાજશ્રી કહે કે, "મારે છોડી તો છે નહિ, હોત તો પરણાવત. કોકનેય તો આપવી પડતને." આ પ્રમાણે મહારાજશ્રીએ અત્યંત નિર્માનીપણું બતાવ્યું.

આ વાત મણીલાલે સાંભળવાથી બાકીના રૂપીઆ કંસારાને ચુકવી આપ્યા.

બીજા સમૈયાનો છેલ્લો દિવસ હતો. મહારાજશ્રીના મોટા પુત્રનું નામ ડાહ્યો. આ દીકરાએ છેલ્લા દિવસે દેહ મૂકી દીધો. લૌકીક રીતે કોઇને પુત્ર મરી જાય એટલે અનહદ શોક થાય. પરંતુ મહારાજશ્રીએ કોઇને પણ આંસુ પડવા દીધું નહિ. તેને સ્મશાનમાં બાળી આવ્યા. ઘેર આવી તરત જ જરીયાની પોષાક પહેરી કંસાર કરી ભક્તોને જમાડયા. આ પ્રમાણે પોતાને આ લોકના પદાર્થ-માં હરખશોક નથી, એવો ભાવ જણાવ્યો.

ત્યારપછી રૂપબઇબાને શોક મૂકાવવા માટે તેમના મોસાળ ગજેરામાંથી તેડવા આવ્યું. રૂપબાઇબા પોતાના મોસાળ શોક મૂકવા ગયાં. મોસાળમાં ભાણી તરીકે રૂપ-બાઈબાને ઘણી વસ્તુઓ લુગડાં અને પૈસા આપવામાં આવ્યાં. આ તમામ વસ્તુઓ રૂપબાઈબા ભાદરણ લઈ આવે તે પહેલાં મહારાજશ્રીએ મોટાભાઈ ત્રીકમભાઇને લીસ્ટ કરી આપ્યું જે 'આણે આટલા રૂપીઆ અને આણે આટલાં કપડાં એમ રૂપબાઈને આપ્યાં છે અને એ આવે એટલે લીસ્ટમાં લખ્યા મુજબ ગણી લેશો.'

આ પ્રમાણે રૂપબાઈના આવ્યા પહેલાં મોટાભાઇને લીસ્ટ સોંપી મહારાજશ્રી નડીઆદ ગયા. ત્યારબાદ રૂપ-બાઈબા ભાદરણ આવ્યાં. મોટાભાઇએ લીસ્ટ કાઢ્યું. રૂપબાઈબા લાવેલાં તે તમામ તપાસવા માંડયું તો લીસ્ટ પ્રમાણે જ બધું નીકળ્યું.

આથી મોટાભાઇને માલમ પડયું જે 'મારા નાના ભાઈ પુરુષોત્તમમાં કંઈ ચમત્કાર છે તે ભવિષ્યનું પણ ચોક્કસ કહી શકે છે.'

રૂપબાઈબાના પણ મનમાં થયું જે આણે આટલું આપ્યું અને આટલાં કપડાં આપ્યાં, તે આ અગાઉથી કયાંથી જાણે ? માટે ચોક્કસ મોટા પુરુષ છે એમ બંનેને નિશ્ચય થયો.

હવે ત્યારપછી બે મકાન રાખીને ભીંત પાડી બાઈ-ભાઈની સભા જુદી કરવા સવડ કર્યો. એક મકાન સીધુ ભરવા માટે રાખ્યું. બે ઓરડીઓ જાજરા માટે રાખી. છતાં જગા સાંકડી પડવા લાગી; આથી આથમણી તરફ ધુળાભાઈ ખુસાલભાઈ તથા ઝવેરભાઇ બાબરભાઈનું ખેતર રાખ્યું. તેમાં ધુળાભાઈએ રૂપીઆ ગણતાં ચમત્કાર જોયો એટલે તેમણે મહારાજશ્રી પાસે સમાગમ માટે આવવાનું શરૂ કર્યું. ઝવેરભાઈ પણ ભજન કરવા આવતા હતા.

એક વખત ઝવેરભાઈ જુના મંદિરમાં તપ કરવા બેઠા. પછી મનમાં થયું જે, "મહારાજના ગુરુ કેવા હશે ?" એટલામાં તો ઠાકોરજીના તાકામાંથી એકદમ ગુરુ પ્રાગજીની મુર્તિ નીકળીને ચપટી વગાડતી ચાલી ગઈ. આ જોઈ તેમણે મહારાજશ્રીને પૂછ્યું જે, "તમારા ગુરુ કેવા હતા ?" મહારાજશ્રીએ ગુરુજીનાં એંધાણ બતાવ્યા. ઝવેરભાઈને જણાએલી ચપટી વગાડતી મૂર્તિનાં એંધાણ ગુરુજીના એંધાણ સાથે મળતાં આવ્યાં. આથી ઝવેરભાઈની શ્રદ્ધા દૃઢ થતી ગઈ.

એક વેળા ઝવેરભાઈ જુના મંદિરમાં તપ કરવા બેઠા હતા. આથી તેમણે દૂર શ્રવણ વગેરે સિદ્ધિઓની વાનગી જોઈ. એક વખત ઝવેરભાઈ ભજનના કેફમાં ઘેર સુતા

હતા, ત્યારે રાત્રે જોગણીઓ ફળીઆમાં આવી. આ જોઈ ઝવેરભાઈના મનમાં થયું જે આ બઇઓ પીરસણુ લઈ આટલી રાત્રે કેમ આપવા આવી હશે ?

પાસે આવતાં જોયું તો તેમના હાથમાં માથાની ખોપરીઓ હતી, આથી ઝવેરભાઇએ હોંકારો પાડયો કે, "ઉભી રહો." આ સાંભળતાં જ જોગણીઓ નાઠી. નાસતાં નાસતાં કહ્યું જે, "આ તો પસલાનો છે. નહિ પેસવા દે." પછી જોગણીઓ બીજા ફળીયામાં ગઈ. સવારમાં તે ફળીઆમાંથી ઠાઠડીઓ નીકળી. આ પ્રમાણે ઝવેરભાઈએ નજરે જોયું જે ભૂતપલીત પણ પુરુષોત્તમના ભક્તોથી બીવે છે. આથી વધારે ભજન કરવા મનમાં ઉત્સાહ થયો. આવી રીતે ઘણા અનુભવ ઝવેરભાઇને થએલા.

બાઈભાઈની સભા કરવા માટે મકાનો રાખેલાં. તેમાંથી ઉતરાતી દીસાએ રસ્તા ભણી બહાર નીકળવા માટે બારી નહોતી. આ બાજુ બારી પાડયાથી બ્રહ્મપોળીયા કુવામાંથી સહેલાઈથી પાણી લાવી શકાય તેમ હતું. આથી બારી પાડીને પગથીઆં બહાર ઉતરવા માટે કર્યાં. તેમાં કોણે બારી પાડી એમ સરકાર તરફથી પૂછાવ્યું. ત્યારે મહારાજશ્રીએ કહ્યું કે 'આ લલ્લુ ભગતે પાડી.' પછી કોર્ટમાં લલ્લુ ભગતને બોલાવીને પૂછયું જે, "પરવાનગી લીધા વગર કેમ બારી પાડીને પગથીઆં કર્યાં ?" ત્યારે લલ્લુ ભગતે જવાબ આપ્યો કે, "સા'બ ચાદર લાવ્યો છું. કંઇ મળે છે ? અને શા ભાવે મળે છે ? મળતી હોય તો હું લેતો જાઉં" પછી ગાંડો લાગવાથી કાઢી મૂકયો.

પછી તે બારીએ થઇને બ્રહ્મપોળીયા કુવાનું પાણી બધા હરિભક્તો માટે પોતે એકલા જ ભરતા.

આ લલ્લુ ભગત બાદરણ ગામની મોટી ખડકીના કાંનદાભાઈના થડીઆના કુટુંબી હતા. પહેલાં એક વખત મહારાજશ્રીએ લલ્લુ ભગતને કહેલું કે, “ હું તમને મહીને દસ રૂપીઆ અને ખાવાપીવાનું આપીશ. અને તમારે મારી જોડે ફરવાનું. આવવું છે મારે ત્યાં ? ” લલ્લુ ભગતે જવાબ આપ્યો કે મારે આવવું નથી. ત્યારે મહારાજશ્રી કહે કે, ‘ પછીથી આઇડીને આવવું પડશે. ’ છતાં લલ્લુ ભગતે તો માન્યું નહિ.

ત્યારબાદ સમૈયો ભરાયો તે ભેગા લલ્લુ ભગત આવવા માંડયા. પછી હરિભકતો માટે પાણી ભરવાનું દોરડું તુટી ગયું. આથી પોતાને ઘેરથી ભીંડી લાવ્યા. આ વાત તેમના બૈરાએ જાણી. તેથી ભીંડી પાછી મંગાવી લીધી. આથી લલ્લુ ભગતને વૈરાગ્ય થયો. તેઓ જ્યારે પગે લાગે ત્યારે પ્રભુ પાસે એમ જ માગે જે મારો વંશ જજો. કારણ કે ભીંડી જેવી વસ્તુ ભગવાન અને ભગવાનના ભક્તો માટે કામમાં ન આવી તો તેનો વચનામૃત લોયા ૩ મુજબ ત્યાગ કરી દેવો.

આ ખરા દીલની માગણી ભગવાને સ્વીકારી. એક માસની અંદર છોકરો, છોડી અને તેમની બૈરી મરણ પામ્યાં. ઘર હતું તે વેચી દીધુ. અને બૈરીનું બારમું કર્યું. તે બારમું ઉઘડુ પુલાભાઈ ગોવિંદભાઈને આપી દીધું. લલ્લુ ભગતના પીતરાઈઓને જમાડી દીધા. લલ્લુ ભગતે

ખેતર હતું તે મહારાજશ્રીને આપી દીધું. આથી લલ્લુ-ભગતના કાકાનો છોકરો મંગળભાઈ મથુરભાઈ પોતાના પીતરાઈઓને ઉશ્કેરી મારવા માટે આવ્યો. આ વખતે સમૈયો હતો. તેથી પીતરાઇઓ મંદિરમાં આવ્યા. અને મહારાજશ્રી પ્રત્યે બોલ્યા જે, "ભગતજી અમને લલ્લુ ભગત આપો. અમારે એને મારવો છે." આ સાંભળતાં લલ્લુ ભગતને થથરાટ થયો. તેથી મહારાજશ્રીએ લલ્લુ-ભગતને ધીરજ આપીને કહ્યું કે "ફીકર નહિ, તને એક ટપલી પડશે તો અમે બધા તુટી પડીશું." પછી મહા-રાજશ્રીએ લલ્લુ ભગતનો ખભો થાબડી બહાર મોકલ્યા.

લલ્લુ ભગતની ચારે બાજુએ એમના પીતરાઇએ ઘેરો ઘાલ્યો. એટલે કે વીંટળાઈ વળ્યા. અને કહેવા લાગ્યા કે, 'ઓ લલ્લુ ભગત, હવે તું ખઈશ શું?' લલ્લુભગત કહે 'લાડવા ખાતો ખાતો મરી જઈશ.' પછી બધા કહે, 'અમે તને મારીશું.' શબ્દ સાંભળતાં જ લલ્લુ-ભગતનામાં હરમાનજીનો પ્રવેશ થઈ ગયો. બે હાથમાં બે મુચીઓ વળી ગઈ. માંથોડું ઉંચે ઉછળવા લાગ્યા. બે હાથની બે મુચીઓ ગદા જેવી પડવા લાગી. જેને મુચી વાગે તે નાસી જાય. એમ કરતાં ટોળું વેરાઇ ગયું.

ત્યારબાદ જે ખેતર લલ્લુભગતનું હતું તે મંગળભાઈ મથુરભાઇને ખેડવા આપ્યું. તે બે વર્ષ સુધી ખેડ્યું પછી મારૂં છે એમ કહીને તકરાર કરી. આથી કબજો છોડાવા વકીલને પૂછ્યું. તો વકીલે ફીના રૂા. ૪૯ કહ્યા. પછી મહા-રાજે વિચાર્યું જે આવા ગાઉ છેટે ખેતર સો રૂપીઆની

કીંમતનું થાય. તેમાં ૪૯ રૂપીઆ વકીલ લઈ જાય. અથડામણ થાય. દસ રૂપીઆ બીજું ખર્ચ થાય. તે કરતાં રૂા. પચાસમાં આપી દેવું શું ખોટું ? આ પ્રમાણે આપી દેવાથી હેતભાવ પણ ટકે અને વિવાહ બારમે લાડવા ખવાય. આ રીતે વિચાર કરીને વ્રજભાઈ વાઘજીભાઇને ત્યાં ગયા, અને તેમને બધી વાતથી વાકેફ કર્યા, પછી મંગળભાઈ મથુરભાઇને બોલાવીને વ્રજભાઇએ ખેતરનો નિકાલ કર્યો અને રૂપીઆ ઓગણપચાસમાં મંગળભાઇને વેચાણ કરી આપ્યું. આ રીતે સમાધાન થયું. આ જોતાં મહારાજશ્રીને કોર્ટ કચેરીમાં તકરાર માટે જવું ઠીક લાગતું નહિ. માલ કરતાં ખરચ વધી જાય તો છોડી દેવાની ટેવ હતી. તેનો બીજો દાખલો જે સાકરદાસની કુઈ ઉપર નવા મંદિરની જોડે ધનજીભાઈ લાલદાસનાં ઘરોનાં અગાસીઆ સાંકડા હોવાથી પહોળાં કરવા કોઇએ ફુટ તો કોઈએ બે ફુટ તો કોઇએ છો ફુટ એ પ્રમાણે દબાણ કર્યું. પરંતુ મહારાજશ્રીએ વિચાર કર્યો જે ' આ જમીનનું દબાણ કર્યું તે છોડાવવા જઈશું તો અથડામણ પુષ્કળ થશે અને ખર્ચ ઘણો આવશે. પરંતુ એટલા જ ખર્ચમાં તો આખું વીઘું જમીન આવશે. માટે જવા દો તકરાર.” આ પ્રમાણે તકરાર નહિ કરવાનો તેમનો સ્વભાવ હતો.

આ પ્રમાણે લલ્લુભગતના ખેતરનો નિકાલ શાંતિથી ઘરમેળે આવી ગયો, એટલે લલ્લુભગતને ઘર, ખેતર રહ્યું નહિ. તેથી ગામમાં મજુરીએ જતા એમ કરતાં થોડા દિવસ પસાર થઈ ગયા. પછી ધોળા સાધુ કર્યા, તે ગામોગામ ફરી ભગતને ત્યાં જાય અને ભજન કરે અને કરાવે.

એમ કરતાં મહારાજશ્રીએ મંડળી લઈ નડીઆદ ચાલતા જવું એવો વિચાર કર્યો. આથી બધાએ ચાલવા માંડયું. તેમાં કરમસદ વચ્ચે આવ્યું. ત્યાં ચોરાસી હતી. ત્યાં લલ્લુભગતે છો લાડવા ખાધા. તેમ જ ભાદરણથી તેઓ છો લાડવા ખઈને નીકળ્યા હતા. ઉનાળાનો દીવસ હોવાથી ચોરાસીના લાડવા વાલ, શાક, દાળ ફુલ્યાં કેતાં પાણી માગ્યું, તે તુમડીયો મોટો લોટો પાણી પીધું. આથી તમ્મર ખાઈને પડયા. એટલામાં સાંજ પડી. લલ્લુભગતની સ્થિતિ આ પ્રમાણે હોવાથી રસ્તો કોણ બતાવે? મહારાજશ્રીએ લલ્લુભગતને ભકતો મારફતે પૂછાવ્યું જે, "રસ્તો નડીઆદ-નો બતાવો." ત્યારે લલ્લુભગતે તે સંદેશો લાવનારને કહ્યું કે, 'એની કુટી ગઈ છે?' પછી બધા સુઈ ગયા. ઉંઘ નહિ આવવાથી અડધી રાત્રે બધા હરિભક્તો તથા મહારાજે ઉઠીને ચાલવા માંડયું. તે રાત્રે બે વાગે વરતાલ આવ્યું.

વડતાલથી એક ઢેડને પાંચ પૈસા આપવાના કરીને રસ્તો બતાવવા માટે સાથે લીધો. એમ કરતાં નડીઆદ આવ્યું. ત્યાં સંતરામ ભાગોળે ખેતરમાં નરસીભાઈ ઝવેર-ભાઈ જેસંગભાઈની ઓરડીએ ઉતર્યા.

પછી ઝવેરલાલ ઉલાસરામે કડીઆ કાળીદાસ રેવનદાસને ત્યાં રસોઈ કરાવી જમવા ગયા. એટલામાં લલ્લુ ભગત આવ્યા. લલ્લુ ભગતે છો લાડવા ખાધા. પછી માંદા પડયા. તે રાત્રે બુમો પાડવા માંડી. બધા હરિભક્તોને લલ્લુ ભગત કહે જે, "મહારાજનાં દર્શન છેલ્લી વખતે મને કરાવો."

ત્યારે મહારાજશ્રી કહે કે, "મારે એ પાપીનું મોઢું જોવું નથી." આથી લલ્લુ ભગત હરિભક્તો આગળ બહુ કરગર્યા જે, "મને દર્શન છેલ્લી વખતનાં કરાવો. હું મરી જઉં છું." આથી હરિભક્તોએ મહારાજને વિનંતિ કરી જે, 'બિચારાને દર્શન કરાવો.' પછી મહારાજશ્રી બોલ્યા જે, 'હું જો મોઢું તેને દેખાડીશ તો તેની વૃત્તિ મારામાંથી તુટી જશે અને બીજે ચોટશે તો તેનું સારૂં નહિ થાય.

જ્યાં સુધી હું એની આગળ નહિ જઉં ત્યાં સુધી વેગમાં ને વેગમાં મારામાં વૃત્તિ રહેશે. અને તેનું અતી રૂડું થશે.' આ મર્મ ભક્તોએ જાણ્યો. પછીથી દર્શન કરાવવાની તાણ મટી. રાત્રે ચારના અરસામાં લલ્લુ ભગતે દેહ છોડી દીધો. કડીઆ કાળીદાસને ત્યાંથી લાકડાં મંગાવી પલાણાવાળા કુબેરદાસ મહારાજે તેમના મૃતદેહને બાળી દીધો. આ વાતની ખબર ભાદરણ મોકલી. લલ્લુ ભગતે દેહ છોડી દીધો એમ સાંભળીને રૂપબાઈબાને આઘાત થયો. કારણ કે સીધા સામાન લાકડાં ગોદડાં વગેરેમાં લલ્લુ ભગત બહુ મદદ કરતા. તે વાત તરંગમાં છે જે,

લલ્લુ ભગતની લે' છે સહાય,<br>
હોંકારે તે તો દોડતો જાય.

આ પ્રમાણે લાડવા ખાતો ખાતો હું મરી જઈશ એવી રીતના લલ્લુ ભગતના શબ્દો સાચા પડ્યા.

ગામ રૂદેલના પટેલ તુળસીભાઈ બાબરભાઈએ મુનિ મહારાજશ્રીના કહેવાથી મોટા અક્ષરથી તરંગ લખ્યો. તરંગ પુરો લખી રહ્યા પછી તુળસીભાઈએ મુનિ મહારાજને પૂછ્યું

જે, 'આ જુની વાત તરંગમાં લખેલી તે મને સવિસ્તર કહો." ત્યારપછી દરરોજ સાંજે મુનિ મહારાજે બે ચાર પાંચ તરંગની કથા કરવાનું શરૂ કર્યું. તેમાં પહેલા તરંગમાં એમ આવ્યું જે,

બાર સાખ ઉપાડી પોતે રાજ રે.

'આ શું?' તેનો ઉત્તર મુનિ મહારાજે કર્યો જે પીજ ગામે પુરુષોત્તમ મહારાજ પહેલા વહેલા ઐશ્વર્ય ચમત્કાર જણાવવા ગયા ત્યારે કોઈક ભાવિકને ઘેર પધરામણી કરી. તેમાં બાઇ ભાઇ જુદા બેસાડવા માટે વચલા ભડાની બારી ઉઘાડી. તેમાં એક કમાડ ઉઘડયું અને બીજું ના ઉઘડયું. આથી પુરુષોત્તમ મહારાજ કહે આ બીજું ઉઘાડો. ત્યારે ઘરધણી કહે કે, 'જે દિવસથી આ ઘર કર્યું છે ત્યારથી આ દાબણીયું ચંપયલું છે. તેથી કમાડ ઉઘડતું નથી.' પછી બે ચાર જણાએ કમાડ ધકેલ્યું. તોપણ કમાડ ઉઘડયું નહિ. પછી મહારાજશ્રીએ એક હાથે દાબણીયું ઉંચું કર્યું અને એક હાથે કમાડ ઉઘાડયું. આ જોઇને ઘરધણીને અતી આનંદ થયો.

આવી જ રીતે પીજમાં મુળજીબાપાને ઘેર બાઇ ભાઈની સભા જુદી કરતાં ગોરસાં મુકવાનો કોઠલો નડયો હતો. આથી કોઠલો મેડે ચઢાવવા માંડયો. આજુબાજુ દોરડાં બાંધીને મેડે ચઢીને ખેંચવા માંડયું તેમાં અડધે આવતાં દોરડાની સેર્યો તુટવા માંડી. આથી પુરુષોતમ મહારાજે તળે માંથું ઘાલીને હોંકારો કરી કોઠલો મેડે મૂકી દીધો. કાદવનો (માટીનો) કોઠલો દસબાર મણનો મેડે મૂકયો તે

જોઇ જોનારાઓને ઘણો આનંદ થયો. વગેરે ઘણા પરચા પીજમાં થએલા.

મહુધાના મણીલાલ દેવશંકર પ્રાગજી મહારાજના શીષ્ય હતા. તેમના ભાઈ મગનલાલ પણ શિષ્ય હતા. ગુરુએ દેહ મૂકયો ત્યારે મહુવા થઈને વડતાલ બાવાના મઠમાં ભેગા થએલા. આ વખતે મણીલાલને પુરુષોત્તમ મહારાજનો નિશ્ચય થયો. તેથી મણીલાલે તેમના ભાઈ મગનલાલને કહ્યું કે ભગવાન ભાદરણમાં છે. આથી મગનલાલ દરરોજ સાંજે બોરસદથી સમાગમ કરવા ભાદરણ આવતા. તેમની સાથે તેમના મિત્ર ગીરધરલાલ પણ આવતા. દરરોજ આવતાં જતાં થાકી ગયા. પછી મનમાં વિચાર કર્યો જે, 'આટલો વખત જવું છે ફરી ભાદરણ જવું નથી.' પછી રસ્તામાં ચાલવા માંડયું, તે એક ભગવાન ગીરધરલાલને પાછળ ધકેલે ને અને એક ભગવાન તેમને આગળ તાણે આથી તેમને ઘણો આનંદ થયો. અને ભગવાનનો નિશ્ચય થઇ ગયો. ગીરધરલાલ વાડાશીનોરના વતની હતા. પછી તેમણે જરીયાંની ટોપી, જરીયાંની કબજો, જરીયાંની ધોતીયું, વીંટીયો સાંકળાં વગેરે શણગાર મહારાજશ્રીને પહેરાવ્યા.

વરતાલમાં વિજ્ઞાનદાસ સાધુ (બારોટ) હતા તેમણે મનમાં વિચાર કર્યો જે, મને ભગવાન દર્શન કરાવે તો સારૂ. આથી પુરુષોત્તમ મહારાજે પોશાક પહેરી મગનલાલ સાથે ચાલવા માંડયું. પછી પુરુષોત્તમ મહારાજ કહે, 'મગનલાલ ઘડીઆળમાં જુવો; કેટલા કલાકે કેટલું ચલાય છે?' તેમાં એક ગાઉ એક કલાકે કપાયો. બીજે કલાકે

ત્રણ ગાઉ કપાયા. ત્રીજે કલાકે છ ગાઉ કપાયા. એમ કરતાં ગુતાલ ગામ આવ્યું. ત્યાં કોઇની નાત હતી. નાતમાં જમવા જવાના વિચારથી ઓઝાને ત્યાંથી લોટુ લઈ નાતમાં જમવા બેસી ગયા. લોકોએ પીરસ્યું. જમી ઉઠી રહ્યા. પછી ચાલવા માંડયું. ત્યારે લોકોને વિચાર થયો જે પેલો બારોટ આપણુને વટલાવી ગયો. માટે પકડો. મારો, એમ કરીને દોડયા, અને ઠપકો દેવા માંડયા. પછી મગનલાલે લોકોને કહ્યું જે, "આ તો ભાદરણ ગામના પાટીદાર છે. આતો મહારાજ પ્રગટયા છે. તેથી પોશાક પહેર્યો છે. કંઈ બારોટ નથી." આથી લોકો દર્શન કરી ચાલતા થયા.

પછી થોડી વારે પેલા વિજ્ઞાનદાસ સામા આવ્યા. અને દર્શન કર્યાં. સામાસામી વાતચીત થઈ, વિજ્ઞાનદાસ કહે જે, 'મેં સંકલ્પ કર્યો હતો કે મને દર્શન થાય.' ત્યારે મગનલાલ કહે જે તમારા સંકલ્પથી જ મહારાજે ચાલવાની તૈયારી કરી, તમારો મનોરથ પાર પાડયો.' એમ કરી ભાદરણ ગામમાં એક સાધુ કર્યો.

મગનલાલે પોતાના ભાઈની જનોઈ વખતે મહારાજશ્રીને મહુધા તેડયા હતા. મગનલાલના બાપ દેવશંકરના મનમાં વિચાર થયો જે આપણે તો ખેડાવાળ બ્રાહ્મણ તે આ પાટીદાર પુરુષોત્તમ મહારાજને કેમ પગે લગાય કે પૂજાય? લોકો આપણને ઠપકો તો નહિ દે? આ પ્રમાણે વિચાર આવવાથી મન ઢીલું પડવા લાગ્યું.

મહારાજશ્રીનો ઉતારો આ વખતે મહુધામાં તેમને ત્યાં મેડી ઉપર હતો. તેમની સાથે હરિભક્તો પણ મેડી

ઉપર બેઠા હતા. દેવશંકર મહારાજશ્રીને મળવા માટે મેડી ઉપર ગયા. બધા હરિભક્તોને દેવશંકર પગે લાગ્યા. પરંતુ મહારાજશ્રીને પગે ન લાગ્યા. આથી બધા હરિભક્તોને મનમાં થયું જે, 'બધા હરિભક્તોને પગે લાગ્યા અને મહારાજશ્રીને કેમ નહિ પગે લાગ્યા હોય! રીસાયા હશે કે શું?' પછી દેવશંકરે હરિભક્તને પૂછયું જે, 'મહારાજશ્રી કેમ ના આવ્યા?' ત્યારે હરિભક્તે આશ્ચર્ય સાથે કહ્યું કે, 'આ શું રહ્યા!' ત્યારે દેવશંકરે મહારાજશ્રીને બેઠેલા જોયા પછી ઉઠીને પગે લાગ્યા. પછી દેવશંકરે હરિભક્તો તથા મહારાજશ્રીને વાત કરી જે, "મારી શંકા હતી તે પુરી થઇ. પ્રભુને દેખાવું હોય ત્યારે દેખાય અને ના દેખાવું હોય ત્યારે અદૃશ્ય થાય." ત્યારપછી હરિભક્તોએ કહ્યું જે, "અમને એમ થયું જે આ દેવશંકર મહાજશ્રીને કેમ પગે ન લાગ્યા? પરંતુ તમોએ આ જ્યારે કહ્યું ત્યારે અમને કારણ સમજાયું."

વળી એક વખત આ દેવશંકરને મહારાજશ્રીએ કહ્યું જે "આ નડીઆદની એક બારોટણ બાઇ મેનાં છે તેને તમારે ત્યાં લઈ જાવ; એ તમને નિશ્ચય કરાવશે." આથી દેવશંકર મેનાંને લઇ ગયા. પ્રભુએ મેનામાં પ્રવેશ કરી દેવશંકરને નિશ્ચય કરાવા માંડયો. મેનાએ તનની મનની ભૂત ભવિષ્યની બધી તમામ વાતો કહેવા માંડી. ઝાડો પેશાબ પાણી ભૂખ તરસ વગેરે ક્રિયાઓ કંઈપણ થઇ નહિ. રાતદહાડો ઘણા દિવસ તપાસી જોયું. આ જોઈ દેવશંકરને પાકો નિશ્ચય થવા માંડયો.

એમ કરતાં દેવશંકરનાં આખા ઘરનાં સૌભેય માણસો સમૈયે આવ્યાં. ઘર સુનું પડયું. આથી રાવણીઆને સાચવવા આપ્યું. આ રાવણીઓ રાત્રે જાગે ત્યારે ખભે ડાંગ મૂકેલા પાટીદાર વેશમાં મહારાજને ફરતા જુએ. મહારાજને પકડવા જાય ત્યારે બારણાના ઉલાળાના કાંણામાં થઇને મહારાજ નીકળી જાય. વળી ઉલાળાના કાંણામાં થઈને પાછા પેસી જાય. આવા ચમત્કાર રાવણીઓ પણ દેખતો. સમૈયેથી દેવશંકર, કુટુંબ સાથે પાછા ફર્યા ત્યારે રાવણીઆએ આ સઘળી હકીકત જણાવી. આથી દેવશંકરને ઘણો આનંદ થયો.

એક વખત દેવશંકર બાપાને મહારાજશ્રીએ કહ્યું જે, ‘બાપા હવે અહીં આવશો નહિ. આપણે ધામમાં ભેગા થઈશું.’ આથી દેવશંકરે ઘેર જઇ મહીનાની રજાઓ લઈ ભજન કરવા માંડયું. ભજન કરતાં કરતાં બાપાએ દેહ છોડી દીધો. બાપા સમસ્યામાં સમજી ગયા. એટલે રજા લીધી અને સુખીયા થયા.

મગનલાલ પણ ભક્તિવાન હતા. પહેલાં એક વખત મગનલાલે તેમના બાપાને કહ્યું જે “બાપા મારે પરણવું નથી. મારે ભગવાનને પરણવું છે. માટે મારા ખર્ચના રૂપીઆ મને આપો. મારે મહારાજશ્રીને આપવા છે.’ તેથી બાપાએ મગનલાલને રૂપીઆ આપ્યા. અને તે મગનલાલે મહારાજશ્રીને આપ્યા. મગનલાલે નોકરી છોડી દીધી. પછી મહારાજશ્રીની પાછળ ગામોગામ ફરવા લાગ્યા. મહારાજશ્રીએ મગનલાલને થોડો વખત પોતાની સાથે ફેરવીને પાછા ફરીથી નોકરીએ વળગાડયા.

ત્યાં નોકરી કરતાં એક વખત મગનલાલને પ્લેગ લાગુ પડયો, તે પ્લેગને મગનલાલે કહ્યું જે " હું ભાદરણ જઉં ત્યારે આવજે. હમણાં જતો રહે. " એટલામાં પ્લેગ જતો રહ્યો અને તે સાજા થયા.

ત્યારબાદ મગનલાલ ભાદરણ આવ્યા, ત્યાં માંદા થયા. તે ત્રણ દિવસ પહેલાં બધા હરિભક્તોને કહ્યું હતું કે 'મારે ધામમાં જવું છે. તેથી મહારાજશ્રીને મારો છેલ્લો બાકી રહ્યો તે પગાર મળે તેવી સહી કરી આપુ.' આથી મગનલાલના ભાઇ મણીલાલે રીતસરની તે પ્રમાણે અરજી કરી મગનલાલની સહી કરાવી અને મણીલાલે સાક્ષી તરીકે સહી કરી. છેલ્લે દિવસે મગનલાલે પોતાની ભાભી રૂક્ષ્મણીબાને કહ્યું કે, " મારી પાછળ રડશો નહિ. અને રડવું હોય તો રડી લો હું જોતો જાઉં. " રૂક્ષ્મણીબા કહે, " ભાઈ, નહિ રડું. " પછી મગનલાલ કહે, "આજ રાતે બાર વાગે મારે જવું છે. અત્યારે કેટલા વાગ્યા છે ? " રૂક્ષ્મણીબા કહે, " અગીયાર થયા. " મગનલાલ કહે, " ત્યારે લાવો ખઇ લઉં. " ખાઈને પછી મગનલાલે મહારાજશ્રીને દંડવત કર્યાં, પછી રજા માગી. બધા હરિભકતોને પગે લાગ્યા.

ત્યારબાદ સુઈ જઇને તરત જ દેહ છોડી દીધો.

એક વખત જેઠ માસનો વખત હતો. મંદિરમાં બધા હરિભક્તો ભેગા થએલા. મહારાશ્રીએ હરિભક્તો પ્રત્યે કહ્યું કે, " આ વખતે મારે બ્રહ્મવિદ્યા ભણાવવા નિશાળ માંડવી છે. "

આથી મહારાજશ્રીએ એક મોટો ઓરડો તૈયાર કર્યો. આ ઓરડાના તમામ બારી બારણાં બંધ કરવામાં આવ્યાં. બારણાના કમાડની તઈડમાંથી અવાજ ઓરડામાં દાખલ ન થાય તે માટે તઇડમાં ચીંથરાં ઘાલવામાં આવ્યાં હતાં. ઝાડો, પેશાબપાણી, ખાવાનું તમામ મંદિરની અંદર. તેમાં ખાવામાં આજ બપોરનો તૈયાર કરેલો રોટલો તે કાલે બપોરે ખાવા માટે અપાતો. કાલે બપોરનો તે પરમ દિવસે બપોરે ખાવા માટે આપવામાં આવતો. આનું કારણ એ જે ગરમ રોટલો હોય તે વધારે ખવાય અને વધારે ઉંઘ આવે. પરંતુ ઠંડો રોટલો ખાવાથી ઉંઘ આવે નહિ. તેથી વધારે વૃત્તિ ધ્યાનમાં રહે. આ રોટલા ઓરડાની વચ્ચે લટકાવેલ સીંકામાં રાખી મુકવામાં આવતા. તેમાંથી જેને ભૂખ લાગે તે રોટલો ખાય.

ઓરડામાં એક લેમ્પ રાખવામાં આવેલું. આ લેમ્પ લાગલગાટ ચોવીસ કલાક સળગાવેલું રહેતું. બાજુમાં એક વચનામૃત મૂકી રાખ્યું હતું. જેમને સંકલ્પ થાય તે આ વચનામૃત લેમ્પના અજવાળેથી વાંચતા.

આ પ્રમાણેના વાતાવરણમાં હરિભક્તોએ તપ શરૂ કર્યું. બધાને બોતેર કલાક લાગલાગટ ઉંઘ આવી. પછી જ્યારે ઘરનું ખાધેલું પચી ગયું અને ઠંડા રોટલાનું ભોજન શરૂ થયું એટલે ઉંઘનું પ્રમાણ એકદમ ઘટતું ગયું. ધ્યાન થવા લાગ્યું. એમ કરતાં કોઇને દેવલોક વગેરે દેખવાનું શરૂ થયું. કોઇને આત્માનાં દર્શન થવા માંડયાં, તો કોઈને જમપુરી દેખાવા માંડી. આ લોકના ઘાટ મટી ગયા

એટલે મધ્ય વચનામૃત ૨૨ મુજબ અલૌકીક ઐશ્વર્ય દેખાવા માંડયાં.

કહેવત છે કે સારા કામમાં સો વિઘન. આ વાતાવરણમાં ગોવિંદભાઈ માસ્તરથી રહેવાયું નહિ. તેઓ બહાર નીકળી નોકરી પર જતા રહ્યા. પછી બીજા ત્રીજાને ઘેર જવાનો તેમને વિચાર થયો. તેમને તપના ઈશકમાં ખાંગો પડયો.

પરંતુ આ તપમાં કેટલાક હરિભક્તોએ તો સારી પ્રગતિ કરી હતી. વીણાના ભાઈશંકર કહેતા હતા જે, " આંખો મીંચીએ કે વૃત્તિ ઉંડી ઉતરી જતી હતી. મારૂં બેઠું ખરૂં સુખ આવતું."

વડતાલના ગણપતગર બાવા કહેતા હતા જે મારે તો આત્મામાં પરમાત્માની અંગુષ્ઠમૂર્તિ ઠેઠ જીવતા સુધી કાયમ રહી. પલાણાના છોટાલાલને જમપુરી દેખાઈ અને તેમને જમ કહેવા લાગ્યા કે, " આ તો પસલાનો છે, માટે જવા દો." ભાદરણના ઝવેરભાઈ બાબરભાઈને મહારાજશ્રીના ગુરુ પ્રાગજી મહારાજનાં પણ તપમાં બેઠા હતા ત્યારે દર્શન થયાં.

આ પ્રમાણે તપના સમય દરમીયાન ઘણા હરિભક્તોને જુદા જુદા અનુભવ થએલા.

એક વખતે મહારાજશ્રીએ આણંદમાં ઘગટ પુરુષોત્તમ જેભાઇને ત્યાં સમૈયો ભર્યો. તે વખતે ઘગટના સસરા નાથજીભાઈ ખેડાવળ બ્રાહ્મણ તે પણ ત્યાં આવેલા. તેમના જમાઈ ઘગટ મહારાજશ્રીને પાટીદારને નમે તે બહુ

મનમાં ખુંચતું. પણ જમાઈની શરમે નાથજીભાઈથી કંઈ બોલાયું નહિ.

પછી ત્યાંથી છુટા પડતી વખતે મહારાજશ્રીએ આ ઘગટના સસરા નાથજીભાઇને કહ્યું જે, "આપા આ ભગવાન કરકટીઓ નથી. રોકડીઓ છે તે જ્યારે તમને દુઃખ પડે ત્યારે માણસ પૈસા મજુર સરકાર કોઈની મદદથી ના દુઃખ ટળે તો છેવટે તમારા જે જે દેવ હોય તેમને સંભારી જોજો અને આખરે દેવોથી ના મટે તો મને સંભાળજો. આવોને આવો આવીશ." આ પ્રમાણે કહીને મહારાજશ્રી ત્યાંથી ચાલી નીકળ્યા.

નાથજીભાઈના મનમાં થયું જે 'આ શું કરવાના છે !' પછી થોડા દિવસ વીત્યા. એક વખત નાથજીભાઇને પાણી કાઢતાં કુવામાં ઘડો પડી ગયો. નાથજીભાઇએ વિચાર્યું જે, "બપોરે સૂર્ય માથે આવશે એટલે કુવામાં ઘડો જોઈ શકાશે. તે વખતે ઘડો કાઢી લઈશું." પછી બાર વાગે દોરડું લઇને નાથજીભાઈ કુવે આવ્યા. ઘડો પાણીમાં જણાયો. પછી દોરડાને ગાંઠયો વાળીને કુવામાં તે ઉતર્યા. ઘડો દોરડાને છેડે બાંધ્યો. અંગુઠાવતે દોરડા ઉપર ચઢવા માંડયું. કુવામાં અડધે આવ્યા. અને શ્વાસ ચઢયો, હિંમત ગઈ. નાથજીભાઈથી ઉપર ન અવાય કે નીચે પણ ન જવાય. પછી તેમને થયું જે 'હવે મર્યા.' ઉનાળાના દિવસે બપોરે કુવા કાંઠે કોણ હોય ? નાથજીભાઇએ પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરવા માંડયું, 'હે રામ, હે કૃષ્ણ, હે સ્વામીનારાયણ.' વગેરે શબ્દો ઉચ્ચાર્યા. પરંતુ કંઈ ચઢયા

ઉતર્યામાં ફેર પડયો નહિ. એટલામાં એકાએક પુરુષોત્તમ મહારાજના શબ્દો યાદ આવ્યા જે, કોઇ સહાય ના કરે ત્યારે મને સંભારજો. હું આવીશ. આ મુજબ નાથજીભાઈ બોલ્યા જે, "હે પુરસોતમ મહારાજ, આ મરણના દુઃખથી ઉગારો."

એટલામાં તરત જ વેઢ, વીંટીઓ, પાંચીઓ, સાંકળાં-કડાંવાળો હાથ આ નાથજીભાઇએ પોતાના હાથનું બાવડું પકડેલો જોયો. અને આંખ ઉઘાડીને જોયું તો પોતાને કુવાના કાંઠા ઉપર ઉંચકીને મુકી દીધેલા. આથી નાથજીભાઈ ડોસા આશ્ચર્યચકિત થઈ આનંદમાં આવી ગયા. ઘેર ઘડો દોરડું મુકી દીધું. સવાપચીસ રૂપીઆ લઇ આણંદથી ભાદરણ જવા ઉપડયા. નવ ગાઉ ચાલીને ભાદરણ પહોંચ્યા. મહારાજશ્રી સમક્ષ સવાપચીસ રૂપીઆ ભેટ મૂકયા. મહારાજશ્રી કહે જે "તમારા બ્રાહ્મણના પૈસા મારે શું કરવા છે?" ત્યારે ડોસા બોલ્યા જે, "હે મહારાજ તમે તો બ્રાહ્મણના પણ બ્રાહ્મણ છો. તમે મને નવો અવતાર આપ્યો છે." એમ બોલતાં ડોસા ઢીલા થઈ ગયા. અને પોતાની બધી વીતેલી વાત પાસે બેઠેલા બધા હરિભક્તોને કહી. એમ કહી પાછા પોતાને ગામ જવા ઉભા થયા. ત્યારે મહારાજશ્રી કહે, "જમતા જાવ." ત્યારે ડોસા કહે, "ઘેર જઇને જમીશ." પછી સાંજે ઘરનાંને બધી વાત કરી. આથી તેમના દીકરા હરીલાલ કે જેઓ ડાકટર હતા તેમને ઘણો ભાવ આવ્યો, અને જીવ્યા ત્યાં સુધી મહારાજશ્રીના દર્શને આવતા. હરીલાલનાં પત્ની રૂક્મણી-

આ પણ દર્શને આવતાં. હરીલાલનાં બેન મંચ્છાબ્હેન પણ દર્શને આવતાં.

મલકાર્જન આણંદના શુકલ વેદીઆ હતા. તેમની ૭૫ થી ૮૦ વર્ષની ઉંમર હતી, સ્વામીનારાયણના ભક્ત હતા. બ્રાહ્મણ પાટીદારને પૂજે છે તે તેમના મનમાં બીલકુલ રુચ્યું નહિ. મહારાજશ્રી એક વખત આણંદ ધગટને ઘેર ગએલા. મહારાજશ્રી ભક્તમંડળી સાથે ધગટના મકાનેથી ગાતાં ગાતાં નાના અડધને દરવાજે રેવનદાસની ખડકીમાં સામળભાઈને ઘેર જતા હતા. રસ્તામાં આ મલકાર્જનનો ભેટો થયો. મલકાર્જનને 'આ પાટીદાર બ્રાહ્મણ પાસે પોતાને પૂજાવે છે' એમ મહારાજશ્રી ઉપર કટાક્ષ થયો. કટાક્ષની દૃષ્ટિએ મલકાર્જને મહારાજશ્રી તરફ જોયું તે મૂર્તિ મલકાર્જન ડોસાને પેસી ગઈ. તે મૂર્તિ એવી પેસી ગઈ કે જ્યારે દરરોજ એજ જગ્યા ઉપર આવીને ઉભા રહે ત્યારે શાંતિ થાય. એમ કરતાં આ વાત ધગટ પરસોતમને ડોસાએ કહી. પછી ધગટ અને સુરજબાએ તે મલકાર્જન ડોસાને કહ્યું જે "બબ્બે કલાક અહિં આવતા રહો તો એવી શાંતિ અહિં થશે." પછી આ ડોસાએ તે પ્રમાણે કરવા માંડયું. અને શાંતિ વધવા માંડી. પછી જ્યારે જ્યારે ડોસા પોતાના મહાદેવને પૂજે નવરાવે ત્યારે પુરુષોત્તમ મહારાજને આગળ ઉભા રહેલા જોતા. એક વખત ડોસાએ મહાદેવને ટાઢે પાણીએ નવડાવ્યા. ત્યારે મહાદેવ બોલ્યા જે, 'તું ઉને પાણીએ નાહું છું અને મને ટાઢા પાણીમાં કેમ બોળુ છું?' પછી ડોસાએ પોતાની ભૂલ

કબુલ કરી. પોતાની કાનપટી પકડીને પોતાના હાથે પોતાના ગાલ ઉપર બે તમાચા મારી ભૂલની માફી માગી.

પછી જીવ્યા ત્યાં સુધી તે ડોસા મહારાજશ્રીના દર્શન કરવાનું ચુકે નહિ. અને છેવટે વૃદ્ધાવસ્થાને લીધે દર્શને અવાય નહિ અને દર્શનની તાણ થાય ત્યારે પોતાના ગામ મહારાજશ્રીને તેડાવતા અને જ્યારે ભેગા થાય ત્યારે મહારાજશ્રી જોડે હાથ જોડીને બોલતા. ।। મોહન વેલીરે છેલા તારા છોગલીયામાં છાઈ સુધ વિસરી મુને કાંઈ નવ સૂઝે. ।। આટલું બોલતાં ડોસો રડી પડતા, કારણ કે એ છોગલીયા સામું જોઈને ડોસાને કટાક્ષ થએલો જે, 'આ વળી તોરો મૂકવા શીખ્યા છે?' તે ઉલટું છેવટે સુખદાયી થયું. ગમે તે ભાવે સંબંધ થાય તે બધું સુખદાઈ થાય. કામભાવ, દ્વેષભાવ ભયભાવ, પુત્રભાવ, સખાભાવ વગેરે વગેરે ગમે તે ભાવે ભગવાનના સંબંધમાં સુખ જ છે. વચનામૃત કારીયાણી ૫/૨ મુજબ. [ અપૂર્ણ ]

[ હવે પછીનું જીવન ચરિત્ર તરંગથી શરૂ થાય છે. ]

## પદ ૧

રાગ ગરબી–વાલો વધાવું–એ રાગ.

જોવાને જઈએ ચાલો જોવાને જઈએ,
ભાદરણ ધામની માંહી રે–ચાલો જોવાને જઈએ.

અક્ષરધામના ધામીરે આવ્યા,
મુનિ તણા દ્વાર ફાવ્યા રે—ચાલો૦
પુરુષોત્તમપણું વાલે પ્રગટ રે કીધું,
મોક્ષ બીડું માથે લીધું રે—ચાલો૦
આશ તજી સરવેનાથી જગતની,
અવિચળઆશ એ મતની રે—ચાલો૦
છોટમના નાથ સાથે પ્રીત કરીને,
જાઓ આ જગતને તરીને રે—ચાલો૦

## પદ ૨

નારણમુનિને દ્વાર નારણમુનિને,
પુરુષોત્તમ પ્રગટ વિરાજેરે—દ્વાર નારણમુનિને૦
મુક્તમંડળ સહુ સાથે તે લઈને
બીરાજ્યા વાલો ત્યાં જઈને રે—દ્વાર૦
નીતનીત નૌતમ લીલા કરે છે,
નીજ જનનાં દુખ હરે છે રે—દ્વાર૦

ભેળા રે કરી વાલો સહુને સમૈયે,
સુખ આપે તે કાંઈને કાંઈએ રે—દ્વાર૦
છોટમ કહે તેણે વશ કરી આજે.
ચીતડાં ચોર્યાં સુખ કાજે રે—દ્વાર

પદ ૩

પ્રીત કરો કોઇ પ્રીત કરોને,
હોંશ કરીને હરિ સાથે રે—કોઈ પ્રીત કરોને.
લાજ મુકીને સરવે ત્યાર થઇને,
સન્મુખ ચાલો મન દઇને રે—કોઇ૦
કુડાં લોકડીયાં તો કહીને રહેશે,
મન માવામાં જો રે'શે કે—કોઇ૦
રીધી સિદ્ધિ તે સહુ જુઠી છે ભાઈ,
કર ખ્યાલ કરીને સગાઇ રે—કોઈ૦
છોટમ કહે છે આ લોક પરલોકે,
કીર્તિ થાશે થોકે થોકે રે—કોઈ૦

પદ ૪

સુરા જે હોયે જન સુરા જે હોયે,
ધરજો ઉરે તે પ્રભુ આવા રે-જન સુરા જે હોયે.
મુખ ગાલને ટીબકી રૂડી શોભે,
જોઈ ભુજાને મન લોભે રે—જન૦

ભાલ વિશાળ ને છાતી રસાળ,
કરી સાથળ વચ્ચે ઢાળ રે—જન૦

પાય ઢીંચણુ પીંઠીને ડુંટી નીરખી,
જોઇ આંખ્યુંને ગોપી હરખીરે—જન૦

છોટમ કહે ધ્યાને સુખીઆ રે થાશો
બ્રહ્મ મહોલ માંહી જાશો રે—જન૦

પદ ૫

રાગ–પરજ. હૈડાનો હાર હરિ રે—એ રાગ.

પ્રભુજી પ્રગટ થયા રે,
કોડે કરી આજે પ્રભુજી પ્રગટ થયા.

ભાદરણમાં આવીને રહ્યા તે,
પુરુષોત્તમ નામે તહાં રે—કોડે૦

દીવ્યભાવ દાખીને રે વાલો વરતે છે
જાય નવ કળ્યા રે—કોડે૦

ખાંત કરી ખાંતીલા વરને,
ઓળખે જે પાસે રહ્યા રે—કોડે૦

છોટમ કહે માને કહ્યું મારૂં
તુજ પર કરશે દયા રે—કોડે૦

પદ ૬

ભાદરણ જાને રે,
મારૂં કહ્યું માની-ભાદરણ જાને રે.
લાજ મુકી લોકતણી ભાઈ,
પુરુષોત્તમનો તું થાને રે—મારૂં૦
સગાં કુટુંબી તે માયા છે જુઠી,
વિચારી વિસારી દેને રે—મારૂં૦
મોંઘુ આ જીવતર એળે ન જાએ.
સમજી વિચારો સાને રે—મારૂં૦
છોટમ કહે પળ જુગ સમ જાએ,
મંડયને પ્રભુના પાને રે—મારૂં૦

પદ ૭

ઘેલો મા થાજે રે,
જીવલડા તું જાણી ઘેલો મા થાજે રે.
સુખ આવે મોહનસંગ જાતાં,
ધેરો ઉરે તે આજે રે—જીવલડા૦
અહોનીશ શાન્તિ વધે ઉર એને,
જગમાં છુપાવે છાજે રે—જીવલડા૦
મીથ્યા જગત તો ઝેર સમાનો,
મેલ્યો છે તેહ કાજે રે—જીવલડા૦

છોટમ કહે પણ જ્ઞાને વિસારી,
દેહે કરી તું સે'જે રે—જીવલડા૦

પદ ૮

મુરતી મુને ભાવી રે,
પુરણ પ્રીત થઈને મુરતી મુને ભાવી રે
જોઉં સુખાળીને બહુ રૂપાળી,
ભાળી ઉરમાં તે ધરીને રે—પુરણ૦
તન મન ધન વહાલા પર વારૂં,
હું તો તારી જ કાવી રે—પુરણ૦
દુરીજન સહુ હવે કહીને રે'શે,
મતવાલી થઈને આવી રે—પુરણ૦
છોટમ કહે તુજને વળી જાણી,
ભેટી :લે પ્રેમ લાવી રે—પુરણ૦

પદ ૯

રાગ માઢ

અક્ષરધામના ધામી, નારાયણ ગામી
સંતોના સ્વામી, પ્રગટયા ભાદરણ ધામ-ટેક૦
પ્રગટ પુરુષોત્તમના લાલ, નારાયણ ગુલાબી ગાલ,
તેજ તેજના અંબાર ભર્યા, ચળકે છે રૂડુ ભાલ રે-
અક્ષરધામના૦ ૧

પોતાનું નામ નારાયણ ધર્યું, અખંડ મુનિવૃત્ત,
સંતોના શ્યામ દયાળુ ઘણા છે, કરશે બેડો પાર રે.
અક્ષરધામના૦ ૨

ભાદરણ ધામમાં સમૈયા થાયે, વર્ષમાં ત્રણ જ વાર,
હેતે કરીને આવજો ભાઈ, દર્શન કરવા સાર રે-
અક્ષરધામના૦ ૩

સમૈયા મધ્યે ભજનની તો, ધ્રુન ઘણેરી થાય,
ઘણા ભક્તોને સમાધિ થાયે, દેહભાન ભૂલી જાય રે-
અક્ષરધામના૦ ૪

છોટાઉદેપુરના ભક્તોનીભક્તિ, પુરજોશમાં ઉભરાય,
પોતે નારાયણ એમની સહાય કરે, જરી ના ગભરાયરે
અક્ષરધામના૦ ૫

સર્વ સંતોને લઈ જવાના, મારે પોતાને ધામ,
હેતે કરીને રટણ કરજો, વ્હાલા નારાયણનું નામ રે-
અક્ષરધામના૦ ૬

દાસ વિઠ્ઠલની વિનંતિ સુણજો, દર્શન દેજો દિન રાત,
કરજોડીને એટલું માગું, કૃપા રાખજો દીનાનાથ રે-
અક્ષરધામના૦ ૭

## પદ ૧૦

આવો મારા વાલમા હો—એ રાગ.

સંતો સૌ આવજો હો, ભાદરણ ધામમાં,
હૈયાં ઉછાળજો હો, ભાદરણ ધામમાં.—ટેક૦

ઘણું મોટું મંદિર છે ભાદરણ ધામમાં,
મોટા મોટા ચોકને, મોટાં મોટાં જાળીયાં,
રાસ રમવાને આવજો હો, ભાદરણ ધામમાં—સંતો૦ ૧

ભાદરણ ધામમાં મુનિ વિરાજે,
શી કહું શોભા કહેતાં પાર ન આવે,
વ્હેલાં વ્હેલાં આવજો હો, ભાદરણ ધામમાં—સંતો૦ ૨

સમૈયા મધ્યે પ્રભુ સુંદર શોભતા,
આછું આછું હસીને સંતોને ખોળતા,
ભક્તિરસ ચાખવા હો ભાદરણ ધામમાં—સંતો૦ ૩

દાસ વિઠ્ઠલની અરજી સુણીને,
એક વાર રાસ પ્રભુ સાથે રચીને,
સુખ પમાડજો હો સર્વે સંતોને—સંતો૦ ૪

## પદ ૧૧

નંદના નાથજી કૃપાળુ બાપજી પુરુષોત્તમલાલજી,
જીવન સોંપ્યું તમારા હાથમાં.

ભક્તોના બાપજી, નારાયણુ તાતજી, પ્રગટ પ્રભુજી,
જીવન સોંપ્યું તમારા હાથમાં.

નારાયણુ સ્વામી, અંતરજામી,
અનંતના દુઃખ વામી—મેં તો૦

ત્રણુ વરસ તપ કરી પ્રભુ મેળવ્યા વળી,
અનંત જીવોને કાજ—મેં તો૦

સર્વેના સંબંધી, પુરુષોત્તમલાલજી,
પ્રગટ પ્રભુજીના કેફમાં—મેં તો૦

ભાદરણમાં ભગત ઓળખાયા, બીજાને પ્રભુ
મનાયા, પ્રભુજી માનીને—મેં તો૦

સર્વેના સ્વામી, અક્ષરધામી,
નારાયણુ તાતજી—મેં તો૦

નારાયણુ ગીરધારી, સર્વેને હેરી,
ગોપીઓની પેઠે હેતમાંરે—મેં તો૦

ચીમન ગાય છે હેતે, ભજન ઝીલે સૌ પ્રીતે,
પ્રીતમાં ને પ્રીતમાં બોલ્યો રે—મેં તો૦

પદ ૧૨

શ્રીજી અને સૌ સંતો રે—એ રાગ.

નારાયણુ કરુણા અતી કરી દરશન નિશદિન દેજો,
આ દાસના દોષો ટાળી દરશન નિશદિન દેજો-ટેક૦

છો પ્રગટ પ્રભુજી સારા,
તમે લાગો છો બહુ પ્યારા,
દિનરાત દર્શન દેજો રે,
દર્શન નિશદિન દેજો—નારાયણ૦ ૧

છો ભાદરણના રહેવાસી,
પ્રભુ તમે છો અક્ષરવાસી,
સંતોનાં દુઃખ જાય નાસી રે,
દર્શન નિશદિન દેજો—નારાયણ૦ ૨

દર મહીને બારેજ આવો
સંતોના મનમાં ભાવો,
હેતે નારાયણ ગાવો રે,
દર્શન નિશદિન દેજો—નારાયણ૦ ૩

સમૈયા ભાદરણ ગામે ભરો છો
તમે સંતોનાં દુઃખ હરો છો,
મને ઘણો તમારો ભરોસો રે,
દર્શન નિશદિન દેજો—નારાયણ૦ ૪

દાસ વિઠ્ઠલ અરજ કરે છે,
કર જોડી વિનંતિ કરે છે,
એ તો હરખે મનડુ ભરે છે રે,
દર્શન નિશદિન દેજો—નારાયણ૦ ૫

## ભજન ૧૩

રઘુપતિ રાઘવ રાજારામ એ રાગ. (ધુન)

શ્રી નારાયણ છે ભગવાન,
નિશદિન ગાઉં તેના ગુણગાન,
નિશદિન ગાઉં તેના ગુણગાન,
નિશદિન ગાઉં તેના ગુણગાન-શ્રીનારાયણ.-ટેક.

અખંડ મુનિવૃત ધારણહાર,
સૌના એ છે તારણહાર,
વિનવે છે આ ભોળો બાળ,
નિશદિન કરજો મારી સહાય-શ્રીનારાયણ. ૧

ભાદરણ ગામે વિરાજે છે,
એ તો રાજાધિરાજા કહેવાયે છે,
સંતોનો સાચો ભગવાન,
લઇ જાશે સૌને અક્ષરધામ-શ્રીનારાયણ. ૨

શ્રી નારાયણ નામ ધર્યું,
ભક્તોનું કલ્યાણ કર્યું,
દર્શન દેજો દીનદયાળ,
વિઠ્ઠલ વિનવે છે અપાર-શ્રીનારાયણ. ૩

## ભજન ૧૪

કામણગારી છે તારી મોરલી કનૈયા–એ રાગ.

મીઠા લાગ્યા છે મને આજના સમૈયા,
પ્યારા લાગ્યા છે મને આજના સમૈયા.
જાવાને જીવ લલચાય રે.
અલબેલા આવું છું એકલો–મીઠા૦ ટેક૦

ભાદરવા સુદી ચૌદસનો છે,
પહેલો સમૈયો ભાદરણ ગામ રે.
અલબેલા આવું છું એકલો–મીઠા૦ ૧

બીજો સમૈયો પોષ વદીમાં,
હરિજન આવે હજાર રે.
અલબેલા આવું છું એકલો–મીઠા૦ ૨

ત્રીજો સમૈયો વૈશાખ સુદમાં.
ભજન કેરી ધૂન થાય રે.
અલબેલા આવું છું એકલો–મીઠા૦ ૩

બધા સમૈયે ઘણો આનંદ આવે,
નારાયણ નામ લેવાય રે.
અલબેલા આવું છું એકલો–મીઠા૦ ૪

શ્રી નારાયણ પ્રગટ પ્રભુ છે,
વિઠ્ઠલના પિતા સ્વરૂપ રે.
અલબેલા આવું છું એકલો–મીઠા૦ ૫

## ભજન ૧૫

નાગર નંદાજીના લાલ કનૈયા તારો છે આધાર-એ રાગ.

ભાદરણવાળા નારાયણરાય, અમને તારો છે આધાર,
અમને તારો છે આધાર (૨)—ભાદરણવાળા-ટેક૦
અખંડ મુનિવ્રત ધરનારા,
ભાદરણ ગામે છો વસનારા,
પ્રગટ પુરુષોતમના લાલ,
નારાયણ તારો છે આધાર-ભાદરણવાળા૦ ૧

જરકશી જામા પહેરનારા,
ચરણમાં પાવડીઓ ધરનારા.
એથી શોભો છો બહુ સારા,
નારાયણ તારો છે આધાર-ભાદરણવાળા૦ ૨

સમૈયા ત્રણ વાર ભરાયે,
તેમાં સંતો હજારો આવે,
દર્શન ભાવે ભાવે દેતા,
નારાયણ તારો છે આધાર-ભાદરણવાળા૦ ૩

પુરુષોત્તમની સેવા કીધી,
તેથી પદવી તમને દીધી,
કૃપા કરી પ્રગટ થયા મહારાજ,
નારાયણ તારો છે આધાર-ભાદરણવાળા૦ ૪

જેણે દર્શન તારાં કીધાં,
તેનાં પાપ સર્વે તેં લીધાં,
તારી લીલા અપરમપાર,
નારાયણ તારો છે આધાર-ભાદરણવાળા૦ ૫
દાસ વિઠ્ઠલ કહે કરજોડી,
મેં તો વૃત્તિ જગથી તોડી,
હરરોજ લેજો મારી સંભાળ,
નારાયણ તારો છે આધાર-ભાદરણવાળા૦ ૬

ભજન ૧૬

આજ મારા મંદિરની માંય, વાલોજી આવીયા
ઉઠીને લાગી હું પાય, મોતીડે વધાવીયા
સુંદર આપ્યું આસન, બીછાવી ખાટડી
સોંપ્યું મેં તનમનધન, ચરણોમાં હું પડી
આવો મુનિ મહારાજ, ભલે પધારીયા
પધારી સુધાર્યાં કાજ, મોદ વધારીયા
સફળ છે દરશનથી નેણ, રસ ભરી રાતડી
પાળ્યું છે આપેલું વેણ, દિલ ધરી વાતડી
આપ્યું એકાંત કેરૂં સુખ, રસબસ રંગમાં
નજરેથી નિહાળ્યું મુખ, મુર્તિના સંગમાં
મન ગમતો આપ્યો આનંદ, રાજાના રાજવી
કાપ્યાં ભારે ભવફંદ, કીધી વાતો નવી
પામર હું ગોપીની જાત, શું સમજું આપને

પ્રભુજી છો સાક્ષાત, બાળ્યા બધા પાપને
નાઠી છે માયાની ફોજ, કાઢી કંકાસને
દ્રષ્ટિમાં રહોને રોજ, આ ધાભાઈ દાસની

ભજન ૧૭

સદા નમી નમી નાથ પુરુષોત્તમાય.
સૌ સંત દળને પ્રણમી સદાય
શરૂ કરૂં હું આ પુણ્યકારી,
કથા હરિની અતિ સુખકારી ॥૧॥

રાગ પૂર્વછાયો.

સંત કૃપાએ સુખ ઉપજે, સંત કૃપાથી સરે કામ
સંત કૃપાથી પામીયે, પુરણ પુરુષોત્તમ ધામ ॥૨॥
સંત કૃપાએ સદ્દમતિ જાગે, સંતકૃપાથી સદ્દગુણ
સંત કૃપા વિના સાધુતા, કહોને પામ્યા કોણ ॥૩॥
સંત સેવ્યા તેણે સર્વ સેવ્યા, સેવ્યા શ્રીહરિ ભગવન
ઋષિ મુનિ સેવ્યા દેવતા, જેણે સંત કર્યાં રાજીમન ॥૪॥
જપ તપ તીર્થ વૃત વળી, તેણે કર્યાયોગ યગન,
સર્વે કારજ સારિયું, જેણે સંત કર્યા પ્રસન્ન ॥૫॥
એવા સંત શીરોમણિ, ઘણીઘણી શું કહું વાત
તેવું નથી ત્રીલોકમાં, સંત સમ તુલ્ય સાક્ષાત ॥૬॥
કામ દુધા કલ્પતરુ, પારસ ચિંતામણિ ચાર
સંતસમાન એ એકે નહિ, મેં મનમાં કર્યો વિચાર ॥૭॥

અલ્પ સુખ એમાં રહ્યું, મલિ ટલિ જાય છે એહ
સંત સેવ્યે સુખ ઉપજે, રહે અખંડ અટલ એહ ॥૮॥

## ભજન ૧૮

### ચોપાઈ

એવા સં સદા શુભ મતિ,
જકત દોષ નહિ જેમાં રતિ
સૌને આપે હિત ઉપદેશ,
એવા સંતને નામું હું શીશ ॥૯॥

સદ્‌ગુણના સિંધુ ગંભીર,
સ્થિર મતિ અતિશય ધીર
માન અભિમાન નહિ લેશ,
એવા સંતને નામું હું શીષ ॥૧૦॥

અહંકાર નહિ અભેદ ચિત્ત,
કામ ક્રોધ લોભ મોહ જીત
ઈંદ્રિય જીતી ભજે જગદીશ,
એવા સંતને નામું હું શીષ ॥૧૧॥

નિરભે બ્રહ્મવિત પુનિત,
ક્ષમાવાનને સરલ ચિત્ત
સમર્થ સત્યવાદી સરેશ,
એવા સંતને નામું હું શીષ ॥૧૨॥

તેજે તપે યશે સંત પુરા,
જ્ઞાનવાન શુદ્ધ બોધે શુરા
શુભ શીલ સુખના દાનેશ,
એવા સંતને નામું હું શીષ ॥૧૩॥

કરે પવિત્ર અન્ન જોઈ આહાર,
સારી ગિરા સમભાવ અપાર
નહિ અનર્થ ઈર્ષ્યા કલેશ,
એવા સંતને નામું હું શીષ ॥૧૪॥

ભક્તિ વિનય દ્રઢ વિચાર,
આપે બીજાને માન અપાર
અતિ પવિત્ર રહે અહોનીશ,
એવા સંતને નામું હું શીષ ॥૧૫॥

શમ દમાદિ સાધને સંપન,
બોલે મલિને મન રંજન
શ્રુતવાનમાં સૌથી સરેશ,
એવા સંતને નામું હું શીષ ॥૧૬॥

આનંદિત આત્મા છે આપ,
નિર્લેપ નિર્દોષ નિષ્પાપ
અશઠ અસંગી ક્ષમાધીશ,
એવા સંતને નામું હું શીષ ॥૧૭॥

સંશય હર્તા ને કલ્યાણ કર્તા
વળી વેદ પુરાણુના વેત્તા
કોમળ વાણી વાચાળ વિશેષ,
એવા સંતને નામું હું શીષ ॥૧૮॥

સારી સુંદર કથા કહે છે,
અલુબ્ધાદિ આત્મા રહે છે
વળી પરદુઃખ હરે હંમેશ,
એવા સંતને નામું હું શીષ ॥૧૯॥

કામ દ્રવ્ય ને માન છે જેહ,
તેહ સારૂં નથી ધર્યો દેહ
જ્ઞાન વૈરાગ્ય ઉરે અશેષ.
એવા સંતને નામું હું શીષ ॥૨૦॥

સદા સ્મરણુ ભજન કરે,
વળી ધ્યાન મહારાજનું ધરે
એવે ગુણે મોટા જે મુનિશ,
એવા સંતને નામું હું શીષ ॥૨૧॥

સાવધાન લજ્જાવાન ખરા,
લોક આચરણુ ન જુવે જરા
મોટી બુદ્ધિ શુદ્ધિ છે વિશેષ,
એવા સંતને નામું હું શીષ ॥૨૨॥

કરે કારજ કલિમલ ધોય,
લાભ અલાભે સ્થિરમતિ હોય
ડાયા જાણે કાલ વળી દેશ,
એવા સંતને નામું હું શીષ ॥૨૩॥

સુણી પારક દોષને દાટે,
તે જીવના રૂડા થવા માટે
ઉરે અધર્મનો નહિ પ્રવેશ,
એવા સંતને નામું હું શીષ ॥૨૪॥

અચપલતા અચિર કાલી.
ધ્યાય ને ધ્યાને મૂરતિ ભાલી
સદાગ્રહમાં રહે અહોનીશ,
એવા સંતને નામું હું શીષ ॥૨૫॥

કૃપાલુ ને પરઉપકારી
જ્ઞાન દાનથી ન જાય હારી
કેની નિંદા દ્રોહ નહિ લેશ.
એવા સંતને નામું હું શીષ ॥૨૬॥

સગા સૌના શીતલતા અપાર.
નિર્વિકારીને લઘુ આહાર
શરણાગતના દાતા હંમેશ,
એવા સંતને નામું હું શીષ ॥૨૭॥

દગો નહિ સંગ્રહ રહિતા,
વિવેકી વિચાર ધર્મવંતા
સદા પવિત્ર ને શુભ વેષ,
એવા સંતને નામું હું શીષ ॥૨૮॥

રાખ્યું બ્રહ્મચર્ય અષ્ટ અંગ,
અતિ તજ્યો ત્રિયાનો પ્રસંગ
પંચ વિષય શું રાખ્યો દ્વેષ,
એવા સંતને નામું હું શીષ ॥૨૯॥

એવા સદ્દગુણના છે ભંડાર,
સર્વે જનના સુખ દાતાર
અજ્ઞાન તમના છે દિનેશ,
એવા સંતને નામું હું શીષ ॥૩૦॥

એવા સદ્દગુણે સંપન્ન સંત,
કરો કૃપા મુજ પર્ય અત્યંત
ગાઉ મહારાજના ગુણ વલી,
કરજ્યો સહાય તમે સહુ મલી ॥૩૧॥

વલી વંદુ હરિજન સહુને,
આપજ્યો એવી આશિષ મુને
હેત વાધે હરિ યશ કહેતાં,
એવી સહુ રહેજ્યો આશિષ દેતાં ॥૩૨॥

શાર્દુલવિક્રિડિત છંદ

માટે હે પ્રભુજી તમે કરી દયા,
બુદ્ધિ મને આપજો
શાન્તીકારી સભા સહુ કરી કૃપા,
કષ્ટો બધાં કાપજો ॥૩૩॥
જેથી હું ગુણગાન તો પ્રભુજીના.
ગાઉં ઘણી પ્રીતથી
લીલા પ્રાણપતિ પ્રભુ પ્રગટની,
જે થાય બહુ રીતથી ॥૩૪॥

ભજન ૧૯

રાગ સામેરી

પછી દાદાભાઈએ, પુછ્યું પ્રભુને પ્રસન્ન
નાથ તમારૂં ગમતું જે. હોય તે કરીયે સાધન ॥૧॥
પછી પ્રભુજી બોલીયા, તમે સાંભળો સર્વે જન
જ્યારે પ્રભુને પામીયે, ત્યારે સર્વે થયાં સાધન ॥૨॥
પછી જે જે કરવું, તેહની તે કહું વાત
ગુરૂ સંતને ભજવા, શ્રીહરિ જે સાક્ષાત ॥૩॥
ચૈતન્ય ચૈતન્ય એક નહિ, ઈંદ્રિય મન જીવ ઈશ્વર
એક એકથી અધિક એહ, તેથી પર પરમેશ્વર ॥૪॥
સંત અસંત એક નહિ. તે વિવેક બુદ્ધિ ધારવી
મેં કરીજે લીલા અલૌકિક, તેને વારંવાર સંભારવી ॥૫॥

મારા જનને અંતકાળે, જરૂર મારે આવવું
બરદ મારૂં એ ન બદલે, તે સર્વે જનને જણાવવું ॥૬॥

દાસના દાસ થઇને, વળી જે રહે સત્સંગમાં
ભક્તિ તેની ભલી માનીશ, રાચીશ તેના રંગમાં ॥૭॥

મારાં લોક મારી મૂરતિ, તે સત્ય નિર્ગુણ છે સહિ
તેને અસત્ય જે જાણશે, તે નાસ્તિક મારા નહિ ॥૮॥

મારૂં ધાર્યું અસત્ય સત્ય થાયછે, સમરથ મારૂં નામ સહિ
મારી દ્રષ્ટિએ જક્ત ઉપજેસમે,અનેકરૂપે માયા થઈ॥૯॥

પ્રકટરુપે સતસંગમાં, રહું છું રૂડી પેરય
વળી અવનિએઅવતાર લહું,નૃપ યોગી વિપ્રનેઘેર॥૧૦॥

જન એટલું એ જાણવું, જે કહી તમને વાત
નિઃશંક રહો નાથ કહે, સુણી જન થાય રળીયાત ॥૧૧॥

## ભજન ૨૦

### રાગ ચોપાઇ

ધર્મકુળમાં કરી રહ્યા ધામરે,
તેમ સંતમાં છઉ કહે શ્યામ રે

સર્વે રીતે સંતમાં રહું છું રે,
એમાં રહી ઉપદેશ દઉં છું રે ॥૧॥

સંત બોલે તે ભેળો હું બોલું રે,
સંત ન ભુલે હુંયે ન ભુલું રે

સંત વાત ભેળી કરૂં વાત રે,
એમ સંતમાં છઉં સાક્ષાત રે ॥૨॥
સંત જુવે તે ભેળો હું જોઉં રે,
સંત સુતા પછી હું સોઉં રે
સંત જાગે તે ભેળો હું જાગું રે,
સંત જોઈ અતિ અનુરાગું રે ॥૩॥
સંત જમે તે ભેળો હું જમું રે,
સંત ભમે તે કેડ્યે હું ભમું રે
સંત દુઃખાણે હું દુઃખાણોરે,
એહ વાત સત્ય જન જાણો રે ॥૪॥
સંત હું ને હું તે વળી સંત રે,
એમ શ્રી મુખે કહે ભગવંત રે
સંત માનજો મારી મૂરતિ રે,
એમાં ફેર નથી એક રતિ રે ॥૫॥
અંતરજામીપણે રહું એમાં રે,
માટે નથી બંધાતા એ કેમાં રે
સંકલ્પ સ્વપ્ન ઉપવાસ રે,
તે તો કરે છે જાણી મુને પાસ રે ॥૬॥
માટે અખંડ એમાં રહું છું રે,
સારી સત્ય સુબુદ્ધિ દઉં છું રે

વળી જે જે મેં નીમ રખાવ્યા રે,
તેમાં રહી એણે તન તાવ્યા રે ॥૭॥
માટે સંત વા'લા મુને બહુ રે,
ઘણી ઘણી વાત શું કહું રે
એને અન્ન જળ અંબર આપે રે,
તે તો તપશે નહિ ત્રય તાપે રે ॥૮॥
લાગી પાયે ને જોડિયા હાથ રે,
તે તો સહુ થાય છે સનાથ રે
જોઈ રીત ને રાજી જે થાશે રે,
વળી ગુણ તે સંતના ગાશે રે ॥૯॥
કે'શે સંત તો એ બહુ સારા રે.
ખરા કલ્યાણના કરનારા રે
એટલો જ ગુણ કોઇ ગ્રે'શે રે,
તે તો બ્રહ્મમો'લે વાસ લેશે રે ॥૧૦॥
એવા સંતની કરે પ્રસંશા રે,
નિર્ખિ હર્ખિ હૈયામાં હુલસ્યા રે
વળી વિનતિ વારમવાર રે,
કરે સ્તુતિ તેહ અપાર રે ॥૧૧॥
તે તો પામશે પરમ ધામ રે,
વળી થાશે તે પુરણ કામ રે

કાંજે એ સંતમાં અમે છીએ રે,
સાચા સંતથી દુર ન રહીએ રે ॥૧૨॥

માટે સંત એ કલ્યાણકારી રે,
યાંથી બહુ ને લેવા છે ઉદ્ધારી રે

મોટો મારગ જે મોક્ષતણો રે,
આજ કર્યો છે ચાલતો ઘણો રે ॥૧૩॥

એમ માંડયો છે મોટો અખાડો રે,
બ્રહ્મમો'લ જોવા રાત્ય દા'ડો રે

એવો અભાગી કોઈ ન કે'વાય રે,
જે કોઈ આ સમામાં રહી જાય રે ॥૧૪॥

સંત દેશ પરદેશ ફરે છે રે,
સહુ જીવનાં અઘ હરે છે રે

એનાં દર્શન સ્પર્શ જે કરશે રે,
તે તો ભવજળ પાર ઉતરશે રે ॥૧૫॥

એ તો વિશ વશાની છે વાત રે,
સહુ સમજજો સાક્ષાત રે

કહ્યું શ્રી મુખે એમ મહારાજ રે,
સાકટમ નોંતરું છે આજ રે ॥૧૬॥

## ભજન ૨૧

### રાગ દોહા

વળી કહું કોએ સંતને,
સેવશે શ્રદ્ધાવાન
તેના અંતરથી ઉંચલી,
વળી જાશે જાણો અજ્ઞાન ॥૧॥

સંત સેવ્યાથી સુખ મળે,
વળી ટળે તન મન તાપ
પરમ ધામને પામિયે,
તે પણ સંત પ્રતાપ ॥૨॥

તે સંત શ્રી હરિ તણા,
પ્રભુ પ્રગટના મળેલ
શૂરા સત્ય ધર્મ પાળવા,
પંચ વિષયથી પાછા વળેલ ॥૩॥

પરમાર્થ અર્થે આવિયા,
નિજ સ્વાર્થ નહિ લવલેશ
એવા થકા ભમે ભૂમિમાં,
આપે સહુને સારો ઉપદેશ ॥૪॥

## ચોપાઈ

આપે જ્ઞાન દાન જનને રે,
કહી વા'લપનાં વચનને રે
હિતકારી છે સહુના સનેહિ રે
જાણો પર ઉપકારી એહી રે ॥૫॥
સાચા સંત સગા સૌ જનના રે,
ઉદાર છે અપાર મનના રે
જેને શત્રુ મિત્ર સમતોલે રે,
સુખે દુઃખે દિલમાં ન ડોલે રે ॥૬॥
હાનિ વૃદ્ધિ ને સમ વિષમ રે,
નથી આપ અરથે ઉદ્યમ રે
હર્ષ શોક ને નૈ હાર્ય જીત રે,
માન અપમાને સમ ચિત્ત રે ॥૭॥
અહં મમતને મારૂં તારૂં રે,
એહ નથી લાગતું જેને સારૂં રે
જકત દોષ નથી જેમાં જરા રે,
એવા સંત તે સંત મારા ખરા રે ॥૮॥
એમાં રહું છું હું રાત્ય દિન રે,
સત્ય માનજો મારૂં વચન રે

અતિ પવિત્ર અંતર પેખી રે,
સદા રહ્યો છું શુદ્ધ લેખી રે ॥૯॥
એવા સંતના હૃદયે રઈ રે,
કરૂં જીવનાં કલ્યાણ કંઈ રે
એહ સંત મળે જે જનને રે,
કરે પળમાંહિ પાવન તેને રે ॥૧૦॥
એવા સંત છે સગા સહુના રે,
સુખદાયક જન બહુના રે
જેવી એ સંત કરે છે સા'ય રે,
તેવી કોઈ થકી કેમ થાય રે ॥૧૧॥
માત તાત ને સગા સંબંધિ રે,
કરે હિત એહ બહુ વિધિ રે
એનું હિત રહે ચાંનુ ચાંહિ રે,
ના'વે કલ્યાણના કામ માંહિ રે ॥૧૨॥
દેવ ગુરૂ કુળ ને કુટુંબ રે,
એહ નહિ સાચા સંત સામ રે
સાચા સંત તેમાં અમે રૈયે રે,
મળી જીવને અભયદાન દૈયે રે ॥૧૩॥
અભયદાન તો એવું કે'વાય રે,
કાળ માયાથી નાશ ન થાય રે

એવું કોઈ વિઘન ન કા'વે રે,
જે કોઈ નિર્ભયને ભય ઉપજાવે રે ॥૧૪॥

એવું નિર્ભય પદ નિર્વાણુ રે,
તેના દેનારા સંત સુજાણુ રે

એવા સંતનો જેને આશરો રે,
તે તો સંશે પરો પરહરો રે ॥૧૫॥

જાણો જનમ મરણ ભય ટાળી રે,
જાશું ધામે વજાડતા તાળી રે

સંત સમાગમ પરતાપે રે,
જાશું બ્રહ્મમો'લ આપે રે ॥૧૬॥

એમ સહુને કહે શ્રીહરિ રે,
સત્સંગ માંહિ ભાવે ભરી રે

મોટું દ્વાર છે એ મોક્ષતણું રે,
આજ ઉઘડયું છે અતિ ઘણું રે ॥૧૭॥

કહ્યું બહુ પ્રકારે કલ્યાણુ રે,
અતિ અગણિત અપ્રમાણ રે

પણ સહુથી સરસ સંતમાં રે,
રાખ્યું વાલમે એની વાતમાં રે ॥૧૮॥

એમ ઉઘડયાં અનંત બાર રે,
વાલે કલ્યાણનાં આ વાર રે

જે જે ધારી આવ્યા હતા વાત રે,
તે તો પુરી થઈ સાક્ષાત રે ॥૧૯॥

જ્યારે થયું છે પુરૂ એ કામ રે,
ત્યારે રાજી થયા ઘનશ્યામ રે

કર્યો જેજેકાર જીવ તારી રે,
વળતિ વાલમે વાત વિચારી રે ॥૨૦॥

ભજન ૨૨

રાગ ધોળ.

આનંદ આપ્યો અતિ ઘણો રે,
આ સમામાં અલબેલ–પુરૂષોત્તમ પ્રગટીરે

અમૃતના સિંધુ ઉલટયા રે,
રંગડાની વાળી છે રેલ. પુરૂષોત્તમ ૧

નિર્ભયની નોબત્યો વાગિયો રે,
મળીયા મોહનરાય. પુરૂષોત્તમ

વિધવિધ થયાં વધામણાં રે,
કસર ન રહી કાંય. પુરૂષોત્તમ ૨

ખોટય ગઈ છે ખોવાઈને રે,
જીત્યાનાં જાંગીર ઢોલ ,, ૩

દુઃખ ગયું બહુ દનનું રે,
આવિયું સુખ અતોલ–પુરૂષોત્તમ

કળશ ચઢાવ્યો કલ્યાણનો રે.
સહુના મસ્તક પર મોડ ,,

ધન્ય ધન્ય આ અવતારને રે,
જોવા રાખી નહિ જોડ ,, ૪

સહુના પાર સહુ ઉપરે રે,
એવી ચલાવી છે રીત ,,

નો'તી દીઠી નો'તી સાંભળી રે,
પ્રગટાવી એવી પુનિત ,, ૫

સર્વેના સ્વામિ જે શ્રીહરિ રે,
સર્વેના કાવિયા શ્યામ ,,

સર્વેના નિયંતા નાથજી રે,
સર્વેના કરિયાં કામ ,, ૬

સ્વામિ નારાયણ નામનો રે,
શક્કો બેસારિયો આપ ,,

એ નામને જે આશર્યા રે,
તેના તે ટળિયા તાપ ,, ૭

ધામી જે અક્ષરધામના રે,
તેણે આપ્યો છે આનંદ ,,

અખંડ આનંદ આપી જીવને રે,
કાપ્યાં ભારે ભવફંદ-પુરૂષોત્તમ ૮

ખાતાં વળાવ્યા છે ખોટયનાં રે,
ખરી કરાવી છે ખાટય ,,

બંધ કીધાં બીજાં બારણાં રે,
વે'તી કીધી અક્ષર વાટય ,, ૯

તમ ટાળ્યું ત્રીલોકનું રે,
પ્રકાશી પુરણ બ્રહ્મ ,,

અંધારૂ રહ્યું તું આવરી રે,
તે ગયું થયું સુગમ ,, ૧૦

સૂરજ સહજાનંદજી રે,
આપે થયા છો ઉદ્યોત ,,

પૂર્વની દીશાયે પ્રગટી રે,
ખોટા મોટા તે કર્યા ખદ્યોત ,, ૧૧

અષાડી મેઘે આવી ચડયા રે,
ઝાઝા બિજાં ઝાકળ ,,

પુર ચાલ્યાં તે પૃથ્વીયે રે,
ધોયા ધરતીના મળ ,, ૧૨

ગાજ વીજ ને વર્ષણું રે,
અગમ સુગમ કર્યું સોય ,,

સહુ જનને સુખ આપિયાં રે,
દુઃખી રહ્યું નહિ કોય-પુરૂષોત્તમ ૧૩

ધર્મનો ઢોલ સુણાવીયો રે,
દેવા લાગ્યા પોતે દાત્ય ,,

દુરબળનાં દુઃખ કાપીયાં રે,
ન જોઈ જાત્ય કુજાત્ય ,, ૧૪

ધન્ય ધન્ય મારા નાથજી રે,
ધન ઉદ્ધારિયા જન ,,

ધન્ય ધન્ય આ અવતારને રે,
ભલે મળ્યા ભગવાન ,, ૧૫

વારે વારે જાઉં વારણે રે,
કર્યાં અમારાં કાજ ,,

ઘણે હેતે ઘનશ્યામજી રે,
મળ્યા અલબેલો આજ ,, ૧૬

કહીયે મુખથી કેટલું રે,
આપીયો છે જે આનંદ ,,

નિષ્કુળાનંદ જાય વારણે રે.
સે'જે મળ્યા સહજાનંદ ,, ૧૭

## ભજન ૨૩

### પદ ૧

### રાગ ગરબી

મોહનને ગમવાને ઇચ્છો માનની
ત્યાગો સર્વે જુઠી મનની ટેકજો.
પતિવૃતાનો ધર્મ અચળ કરી પાળજો,
હરિ ચરણે રે'જો અબળા થઇ છેકજો-મોહનને૦ ૧
વળી એક વાત કહું છું અધિક વિવેકની,
સાંભળ બેની તારા સુખને કાજજો,
હરિજન સંગે રાખો પુરણ પ્રીતડી,
ત્યાગો મદ મત્સર જુઠી કુળ લાજજો-મોહનને૦ ૨
સુખદાયક તું જાણે સુંદર શામને,
અતિ દુઃખદાયક મન પોતાનું જાણજો.
મુક્તાનંદનો નાથ મગન થઇ સેવજો,
સમજી વિચારી બોલો અમૃત વેણજો-મોહનને૦ ૩

### પદ ૨

સાંભળ બેની હરિ રીઝ્યાની રીતડી,
મોહન વરને માન સંગાથે વેરજો.
સાધન સરવે માન બગાડે પળ વિષે,
જેમ ભળીયું પય સાકર માંહી ઝેરજો-સાંભળ૦ ૧

।સી થઇને રહેજે દીન દયાળની,
નીચી ટેલ મળે તો માને ભાગ્યજો,
।વ બ્રહ્માદિકને નીશ્ચે મળતી નથી,
પુરૂષોત્તમ પાસે બેઠાની જાગ્યજો-સાંભળ૦ ૨

।ત કરે પુરૂષોત્તમ સાથે નિત્ય નવી,
દાઝીશ મા દેખી કેનું સન્માનજો,
ક્તાનંદનો નાથ મગન થઇ સેવજો,
તો રી'ઝે રસીયો સુંદર વર કાનજો-સાંભળ૦ ૩

પદ ૩

કાન કુંવરની રીત સુણી મનમાં ધરો,
તો તમે રે'સો મગન સદા હરિ સંગજો.
પુરૂષોત્તમને નથી કોઇ પર પોતાતણું,
પુરણ કામ ન રાચે કે ને રંગજો-કાન૦ ૧

ઃરૂણાનિધિમાં કામાદિક વ્યાપે નહિ,
ઇર્ષા માન તણો નહિ અંતર લેશજો.
ઃડવાં વે'ણ કહે પોતાના દાસને,
ઓસડ સમ આપે ઉત્તમ ઉપદેશજો-કાન૦ ૨

ે જે વચન કહે સુંદીર વર શામળો,
સુખ ઉપજે તેમ કરવો શુદ્ધ વિચારજો,

મુક્તાનંદનો નાથ સદા સુખદાઇ છે,
એવું જાણી કરજો પુરણ પ્યારજો-કાન૦ ૩

પદ ૪

સુખસાગર હરિવર સંગે સુખ માણજો,
અતિ ઘણી મે'ર કરી છે શ્રી મહારાજજો,
પુરૂષોત્તમ સાથે પુરણ સગપણ થયું,
આપણ તુલ્ય નહિ બીજું કોઇ આજજો-સુખ૦ ૧
રવિ મંડળમાં રાત તણું દુઃખ નવ નડે,
પારસ પામે ધન દુર્બળતા જાયજો,
તેમ પ્રગટ પુરૂષોત્તમને જે જે મળે,
તેનો મહીમા ભવ બ્રહ્માદિક ગાયજો-સુખ૦ ૨
તન અભિમાન તજે પુરણ સુખ પામીએ,
શામળીઆ સંગ વાધે સાચી પ્રિતજો,
મુક્તાનંદ કહે મરમ ઘણો છે વાતમાં,
જાણી લેજો અતિ ઉત્તમ રસ રીતજો-સુખ૦ ૩

ભજન ૨૪

નારાયણ સ્તુતિ. હરિગીત છંદ.

શ્રી નારાયણ દેવ દેવ, વિશ્વના નિવાસી છો,
શંભુ શેષ ઇંદ્ર ચંદ્ર, સર્વને ઉપાસ્ય છો,

જે પરેશ અક્ષરેશ, એજ આપ છો તમે
આદિ દેવ જાણી, નારાયણ વંદીએ અમે. ॥૧॥

જ્ઞાન દાન દ્યો દયા, નીધાન આણીને દયા
આશ્રીતો અનંત એક, આપના અમે થયા
મુર્તિ આપનીજ અંતરે, ઉતારવી ગમે
આદિ દેવ જાણી, નારાયણ વંદીએ અમે ॥૨॥

મુક્તનાથ મુક્ત સાથ, પૃથ્વીમાં પધારીયા
ટેક ધારીને અનંત, જીવને ઉદ્ધારીયા
જે ભજે ન આપને, અનંત દુઃખ તે ખમે
આદી દેવ જાણી, નારાયણ વંદીએ અમે ॥૩॥

હે કૃપાળુ ધર્મપાળ, ભક્તી બાળ ભુદરા
આપના સુસંગથી, કુસંગી કૈંક સુધર્યા
જે નમે ન કોઈને, તમારી પાસ તે નમે
આદી દેવ જાણી, નારાયણ વંદીએ અમે ॥૪॥

આપને પ્રસન્ન કાજ, યજ્ઞયાગ આદરે
આપને પ્રસન્ન કાજ, ધ્યાન ધારણા ધરે
આપને પ્રસન્ન કાજ, જોગી દેહને દમે
આદી દેવ જાણી નારાયણ વંદીએ અમે ॥૫॥

હે પ્રભુ ભલે તમે અમારી પાસ આવિયા
અંગમાં ઉમંગ તો, અભંગ ઉપજાવીયા

ભ્રાંગ થઈ અમારૂ ચીત્ત, યાદ પદ્મમાં ભમે
આદી દેવ જાણી, નારાયણ વંદીએ અમે ॥૬॥

મુર્તિ આપની અહો, અમે નિહાળીએ
તેથી પાપને ઉતાપ, સર્વે ટાળીએ
કોણ ભાગ્યશાળી છે, અમારી તુલ્ય આ સમે
આદી દેવ જાણી, નારાયણ વંદીએ અમે ॥૭॥

હાથ જોડી નાથ, એટલું જ માગીએ અહો
દાસ પર દયા કરી, હરિ સદા અહિં રહો
મુર્તિ આપની અમારી, આંખમાં રહી રમે
આદિ દેવ જાણી, નારાયણ વંદીએ અમે ॥૮॥

ભજન ૨૫

રાગ—ઓ ભાઈ કાંઠુડે ઉભેલો કાન મોહન વેણ વગાડે.

ઓ ભાઈ ભાદરણમાં ભગવાન, સંતોને સુખ પમાડે.

„ „ સુધારે આપીને જ્ઞાન, „ „ ૧

„ „ વરસમાં ત્રણ વાર, „ „
„ „ કરે ચરિત્ર અપાર, „ „ ૨

„ „ હોલી દિવાલીને દન, „ „
„ „ ગોકળી દન પાવન, „ „ ૩

„ „ ઉનાળે વૈશાખ માસ, „ „
„ „ અલબેલો અવિનાશ, „ „ ૪

ઓ ભાઇ હિંદોળે બેસીને કાન, સંતોને સુખ પમાડે.

,, ,, પુરૂષોત્તમ ભગવાન ,, ,, ૫
,, ,, સજી રૂડા શણગાર, ,, ,,
,, ,, ટોપીમાં મોતીના હાર, ,, ,, ૬

,, ,, કેશર ચંદન ભાલ, ,, ,,
,, ,, ચાંદલીયો રૂડો લાલ, ,, ,, ૭
,, ,, ભ્રકુટી નેણ કમાન, ,, ,,
,, ,, નીરખીને ભુલાડે ભાન, ,, ,, ૮

,, ,, કુંદન કડીઓ કાન, ,, ,,
,, ,, નાસા દિપ સમાન, ,, ,, ૯

,, ,, લાલ ટીબકડી ગાલ, ,, ,,
,, ,, અધળ પ્રવાળાં લાલ, ,, ,, ૧૦
,, ,, મુછની ઝીણી હાર, ,, ,,
,, ,, બત્રીસી બીજ અનાર ,, ,, ૧૧

,, ,, કંઠમાં મોતીની માળ, ,, ,,
,, ,, ઉતરી ઝાક ઝમાળ, ,, ,, ૧૨

,, ,, મખમલ જામો લાલ, ,, ,,
,, ,, સોનેરી ઝીક રસાળ, ,, ,, ૧૩
,, ,, ટીબકડી ઝળકાટ, ,, ,,
,, ,, ટાળીને મન ઉચાટ, ,, ,, ૧૪

ઓ ભાઇ ખંભે શોભે શેલુ લાલ, સંતોને સુખ પમાડે
,, ,, સોનેરી બુટ્ટા રસાળ, ,, ,, ૧૫
,, ,, કુંદન કડાં અનુપ, ,, ,,
,, ,, નીરખીને નખમણી રૂપ, ,, ,, ૧૬
,, ,, આંગળીઓની હાર, ,, ,,
,, ,, વેઢ વીંટી ઘોડા સાર, ,, ,, ૧૭
,, ,, શ્વેત શેલુ કસ્યુ કેડ, ,, ,,
,, ,, ટાળે અંતર વઢવેડ, ,, ,, ૧૮
,, ,, મખમલનો સુરવાળ, ,, ,,
,, ,, ચર્ણની મોજડી લાલ, ,, ,, ૧૯
,, ,, નખશીખ મુર્તિ માવ, ,, ,,
,, ,, ભકતોનો વધારે ભાવ, ,, ,, ૨૦
,, ,, નારાયણ ગુણ ગાન, ,, ,,
,, ,, ધારીને ધરતાં ધ્યાન. ,, ,, ૨૧

ભજન ૨૬

રાગ—ઉતારો વેઠની ગાંસડીરે કેમ નાખી દેવાય.

આવજો મારા મોલમાં રે, મન મોહનરાય,
હુંશે હુંશે મારા હોલમાં રે, મન મોહનરાય, ૧
સોળ શણગાર તમે લાવજો વાલા રે,
વાટડી જોઉ દિન રાતમાં રે. ,, ,, ૨

૬૭ શ્રદ્ધાને સ્વધર્મ લાવજો રે,
લાવજો વળી વળી વૈરાગ્યને રે. મન મોહનરાય. ૩

સર્વે પ્રકારે ઇન્દ્રિયો નિગ્રહ રે,
અહિંસા અને બ્રહ્મચર્ય રે, ,, ,, ૪

સાધુ સમાગમ આત્મનિષ્ઠા રે,
આવજો લાવજો લેરમાં રે. ,, ,, ૫

મહાત્મ સહિત પ્રભુ નિશ્ચય ભક્તિ રે,
સંતોષ ને નિરદંભતા રે. ,, ,, ૬

દયા સાગર તમે દયાને લાવજો રે,
તપ ત્રીભોવન રાયજી રે. ,, ,, ૭

ગુણે મોટા જે ભક્ત હરિના રે,
તેના વિષે ગુરૂ ભાવને રે. ,, ,, ૮

ગુરૂ ભાવ રાખીને બહુ પ્રકારે રે,
માનવા તેને કરી પ્યારને રે. ,, ,, ૯

બરોબરીઆમાં સુહૃદ ભાવને રે,
ઉતરતામાં શિષ્ય ભાવને રે. ,, ,, ૧૦

શણગાર લાવીને મને સજાવજો રે,
સેવામાં રહુ કરી પ્યારને રે. ,, ,, ૧૧

દાસ ગોવિન્દની વિનતી સુણજો રે,
પ્રીતે પુરૂષોત્તમ રાયજી રે. ,, ,, ૧૨

## ભજન ૨૭

### વસંતતિલકા છંદ.

પૃથ્વીપતિ હરિ તમે, જગમાં પધારી
કાર્યો કર્યા જીવ તણાં, ભવ દુઃખ હારી. ૧

રાખી દયા વણી તમે, અપરાધ સાંખી
એવા દયાળુ તમને, પ્રણમું પ્રતાપી. ૨

દાતા સદા સુખ તણા, જગમાં તમે છો
ભૂલા પડેલ ભવમાં, અમને ગમો છો ૩

ભૂલ્યો સુધારી સુખડાં, કરતાજ સ્વામી
વંદુ સદા વિનયથી, અગણિત નામી. ૪

### મંદાક્રાન્તા છંદ.

પ્યારા મારા નમન કરીને, હેતથી વિનવું છું
શાન્તીદાતા સકળ જગના, આપને એ કહું છું
રાખી પાસે વિનય શીખવી, વાસના છેક ટાળો
જેવો તેવો તરણ સરખો, દાસ હું છું તમારો ૧

સ્વામી મારા નમન તમને, હાથ જોડી કરૂં છું
મારા સામી નજર કરજો, ધ્યાન એવું ધરૂ છું
માયા મારી મદન રિપુને, ક્રોધ આદિ વિદારો
ત્યારે થાશે મમ જનમ તો, સુખનો આપનારો ૨

## ચિત્રલેખા છંદ.

મારા વાલા સકળ જગતમાં, એક આધાર તારો
જેવો તેવો હખળ ભખળીયો, તોય જાણો તમારો
વે'લી મોડી સમજણ દઈને, રાખજો આપ પાસે
સેવું ચરણો મગન મન વડે, તોજ સંતાપ જાશે.

## વસંતતિલકા છંદ.

જો આઠુ જામ મનડુ હરિમાં રખાય,
એકાદશી નીયમથી થયેલી ગણાય
ઇન્દ્રી આહાર સઘળા તજતાં વિચારી,
રાજી થઈ મલપતા મળશે મોરારી,
જોગી તણું જીવન તો વનવાસ માગે,
ભોગી ભલે ભવનમાં ભટકાય રાગે.

## ભજન ૨૮

## વૈતાલીયમ્ છંદ.

મન ભૂખે ખાન ના કરો, ખાવું તન ભૂખે રૂદે ધરો
જેવું જેને મળે વળી, ખાતાં ભૂખ પીડા જશે ટળી ૧

ગુરૂ મરજી સાચવો સદા, ગુરૂ રાજીપે જાય આપદા
ક્ષણભંગુર દેહ બેયનો, કથળે કામ પડે જ એકનો ૨

ફરી આવો તાળ ના મળે, સદ્‌ગુરૂ વીણુ ભવરોગ ના ટળે
મળશે વિષયો નવા નવા, દુર્લભ સદ્‌ગુરૂ સંત પામવા ૩

સંપુરણ પ્યાર મેળવો, મરજી પાળી જીવ હેળવો
વચનામૃત વાકય પાળવાં, શિક્ષાપત્રીનાં વિચારવાં ૪

મન કર્મ વચને સદા રહી, ગુરૂ પરસનતા તેજ જાણવી
અક્ષરના ઈષ રીઝશે, સેવામાં નીજ પાસ રાખશે ૫

મુર્તિ ઉપાસના વિના, વળી તેને ધ્યાને ધર્યા વિના
નથી આત્મા બ્રહ્મ ભાસતા, મોટું કારણ છે ઉપાસના ૬

સાધન નીર્બીજ સાંખ્યનાં,
વળી બીજાં નીર્બીજ યોગનાં
નથી ફળતાં જાણજો તમે,
નથી એવો દીઠો સુણ્યો અમે ૭

છત્રીસ છેલ્લે લખ્યું જ છે,
વિકતી વાર બધી કથા જ છે
વાલમજી વાંચીયું હતું,
સરવે સંતોએ સુણ્યું હતું ૮

વળી સાડત્રીસ વાંચીયું,
હારદ તેનું તો બતાવીયું
વીચારી રાખજો સદા,
ગુણ ગોવીંદ ન વીસરો કદા ૯

પ્રગટયા અવની અધીપતી,
કરવા કાજ જીવો તણાં અતી
નર નાટક ધારી વીચરો,
ભક્તોનાં દુઃખડાં સદા હરો. ૧૦
કરવાં ચરિત્રો અપાર જે,
હરવાને ભવ રોગ જાણજે
પરમારથ કારણે પ્રભુ,
વિચરે છે ધર ધ્યાન એહનું ૧૧
સઘળા જગના અધિપતી,
સહુના કારણ જાણીએ નકી
જીવડા જગમાં પ્રભુ મળ્યા,
ભવ રોગો સઘળા હવે ટળ્યા ૧૨
મરીને મળનાર જે હતા,
ભવમાં તો તુજને થયા છતા
વચનો પ્રભુનાં વિચારીને,
ભજ ગોવિંદ સદા ઠરાવીને ૧૩

ભજન ૨૯

ધીરજવિષે

પદ ૧

ધીરજ ધરને અરે અધીરા,
ઇશ્વર દેશે અન્ન જોને

ખલક તણો છે પ્રભુને ખટકો,
માને સાચું મન જોને ૧

જનમ્યા પહેલાં જગના નાથે,
ઉપાય શોધ્યો શુદ્ધ જોને
હાડ માંસના હૈયા મધ્યે,
દૈવે સરજ્યું દુધ જોને ૨

કોસેટામાં કીટ વસે છે,
ઈશ્વર પુરે આહાર જોને
હાથીને મણ કીડીને કણ,
ચાર પગાંને ચાર જોને ૩

મસીદ કેરા કેલ મીનારા,
ઉપર ઉગ્યાં ઝાડ જોને
પત્થર ઉપર પાણી પામે,
પરમેશ્વરનો પા'ડ જોને ૪

અજગર સુનો અરણ્ય મધ્યે,
ડગલું નવ દે દોટ જોને
વિશ્વંભરનું બિરદ બીચારો,
ખાવાની શી ખોટ જોને ૫

અનર જનાવર રહે આકાશે,
મદજળ ભરખે મોટા જોને

જગના મોટા હરિએ જમાડ્યા,
ગગને જળના ગોટા જોને ૬

મરાળ કેરો ચારો મોતી,
વખતે આપે વહાલો જોને

ઋષિરાજ કહે રામ ભરૂસો,
રાખી મગને મહાલો જોને ૭

પદ ૨

બાળક રૂવે બઢવા માટે,
માતા ન સમજે મર્મ જોને

પ્રાણી કેરી મરજી પરખે,
ધરણીધરનો ધર્મ જોને ૧

ચાંચ બનાવી તેને ચિંતા,
કાયર મન શીદ કરીએ જોને

પેટ ઘડ્યું તે પોષણ કરશે,
ફીકર તજીને ફરીએ જોને ૨

માણેક મોતી મોંઘાં કીધાં,
ધનથી સોંઘાં ધાંન જોને

અમૃત જેવાં પાણી અમથાં,
દીનબંધુનાં દાન જોને ૩

સુરજ આપે પ્રકાશ સહુને,
દમડી ન પડે દેવી જોને
વગર બદામે વાય વાયરો,
કેશવ કરૂણા કેવી જોને ૪

સુર પંખીને સોમણુ નીત્યે,
ખાવા જોઈએ ખીર જોને
દુધલડાના દરિઆ કાંઠે,
સરજ્યાં એનાં શરીર જોને ૫

જન્મ્યા તેને જીવાડવાને,
માવીતરને મમતા જોને
વિશ્વ પિતા છે વિશ્વંભરજી,
સાથી ન ધરે સમતા જોને ૬
અજબ દયા છે અલબેલાની,
હૈયુ રાખો હાથ જોને
ઋષિરાજ કહે પતિત રાખો,
બેલી બદરી નાથ જોને ૭

પદ ૩

શું કરવા તું સુખને માટે,
દે છે દોટા દોટ જોને

તારાં સુખ તે તુજને શોધે,
સુઈ રહે તાણી સોડ જોને ૧

માગ્યા વિના મળે મેઉલા,
માગે મળે તો માગી જોને

મોત સરખુ માગે ન મળે,
જીવલડા તું જાગી જોને ૨

અવસર વિના ફળ નવ આવે,
સોમણ પાણી સીંચી જોને

પુત્ર વિના પારણીઉં ખાલી,
સોમણ સાકર વેંચી જોને ૩

માગ્યા વિના સુખ ન મળે તો,
સંકટ આવે શાથી જોને

બારણીઆમાં સર્વે બાંધત,
હેમ ભરેલા હાથી જોને ૪

જગમાં સર્વે પુત્ર ઝુલાવત,
વાંઝણી ન રહેત વનીતા જોને

લાલચ રાખે લાભ મળે તો,
કોઈ ન દેખે દીનતા જોને ૫

ભાગ્ય પ્રમાણે ભોગવવાનું,
એ તો કેમ થાય અળગુ જોને

કોટી ઉપાયે કેડના મેલે,
વજ્ર થઈને વળગ્યું જોને ૬
હિંમત રાખી હરી ભજી હયો,
બીજી આશા બાળ જોને
ઋષિરાજ કહે સુખદુઃખ રચના,
ભાવ કરીને ભાળ જોને ૭

પદ ૪

ધીરજ રાખે તેને ધન્ય છે. બને નહિ બેભાન જોને
પાંડવ પાંચે વન પરવરીઆ, દુઃખને દીધાં માન જોને ૧
હરિશ્ચંદ્રની હરિ સંગાથે, લગની કેવી લાગી જોને
અંત્યજ ઘેરે આપે વસીયા, ભવની ભાવટ ભાગી જોને ૨
પ્રહલ્લાદજીને પુરણ પીડયા, દૈત્ય પતિએ દીધી જોને
સુખના જેવી સહન કરી તો, કેશવ રક્ષા કીધી જોને ૩
શેર મળ્યું નહિ સુદામાને, તોપણ આનંદ પામ્યા જોને
મોળી ભાજી વિદુરજીની, સુતર જેવી સેવા જોને ૪
મયુરધ્વજરાયે મસ્તક મધ્યે, કરવત લીધું કોડે જોને
સગાળશાએ સુત વધેર્યો, ત્યાગી દીધા ટોડે જોને ૫
રતિ દેવના રૂદિઆ મધ્યે, ઝરણા કેરો યોગ જોને
માધવદાસે લીધો માગી, રાજી થઈને રોગ જોને ૬
દુઃખને દેખી હરિજન ન ડરે, કરે ફકીરના ફાકા જોને
ઋષિરાજ કહે રઘુવર બંદા, કાળ તણા પણ કાકા જોને ૭

## ભજન ૩૦

### ગરબી

### પદ ૧

'શ્યામ હું તો ભુલી ઘરબાર બંસીના તાનમાં" એ રાગ.

નારાયણ મુનિ મહારાજ, આવો અલબેલડા
કરો પ્રભુ અમારા કાજ, આવો અલબેલડા

આરે દુનિયામાં અમારૂં કોઇ નથી
જુઠા સંસારમાં હું રહ્યો છું મથી
હાથ ઝાલી તારો આવાર, આવો અલબેલડા૦ ૧

આવુ પ્રભુજી તમને કોઈ કહેનાર નથી
સાચી છે વાત પ્રભુ સુણો અમારાથી
દુઃખી ભકતો અપાર, આવો અલબેલડા ૨

સુખ માણે જોઈ મુર્તિ તમારી
સુણો પ્રભુજી વિનતી અમારી
દયા કરો શ્રીરતાર, આવો અલબેલડા ૩

રૂડો અવતાર પ્રભુ અમારો જાય છે
જુગ વહેવારમાં મન ગુંચાય છે
આ મોહ માયાની જાળ, આવો અલબેલડા ૪

સર્વે છોડાવી પ્રભુ લઈ જાજો ધામમાં
આવશે જોગ તો અમારો કામમાં
બહેચર વિનવે લાચાર, આવો અલબેલડા ૫

પદ ૨

આવ્યા અલબેલો આજ, આરે સંસારમાં
થયા મનુષ્ય જો રાજ, આરે સંસારમાં

છોડયાં પ્રભુજી તમે લક્ષ્મીજી
આરે વાત અમને લાગે રમુજી
આવું કોઈથી ના થાય, આરે સંસારમાં ૧

છોડી માયા તમે બાળ ગોપાળથી
કેવું કર્યું ભક્તકાજે આવારજી
બતાવ્યો રસ્તો આવાર, આરે સંસારમાં ૨

ચોથો નિશ્ચય તો પુરો કરાવ્યો
પ્યારા પુરૂષોતમે સંદેશો કહાવ્યો
પાંચમો ને છઠ્ઠો આવાર, આરે સંસારમાં ૩

નારાયણ તમ દ્વારે આરે થવાનું
પુરૂષોતમ પ્રભુ કહ્યું થયું થવાનું
કેમ પ્રભુ લાગે છે વાર, આરે સંસારમાં ૪

નીશાળે બેઠા અમે આવી તમારી
સંભાળ લેજો મુનિ અમારી
અભણ બેચર બાળ, આરે સંસારમાં ૫

પદ ૩

જોયા પ્રભુજી આજ ભાદરણ ધામમાં
નારાયણ મુનિ મહારાજ ,, ,,

ગૌલોક વૈકુંઠ અનેક ધામ છે
ડાકોર વડતાલ બીજાં ઘણાં નામ છે
આ છે અક્ષર ધામ ભાદરણ ધામમાં ૧

મુર્તિ પધરાવીએ પુરૂષોતમની
લીલા હું શું કહું દીઠી છે એમની
કહેતાં દીલડું મુંઝાય, ભાદરણ ધામમાં ૨

આનંદ આપ્યો પુરૂષોતમ દ્વારે
અતિઆનંદ આજનારાયણબારે
દયા સિંધુ દયાળ, ભાદરણ ધામમાં ૩

નામ નારાયણ મુનિ છે પોતે
કરૂણા કરી આજ જોતેજ જોને
સુંદર રૂપ રસાળ, ભાદરણ ધામમાં ૪

કરૂ વર્ણન પ્રભુ હવે તમારૂં
થાય લીન મન મુર્તિમાં મારૂં
બેચરના ચીતડાના ચોર, ભાદરણ ધામમાં ૫

## પદ ૪

શોભે મુર્તિ રસાળ, મુનિ નારાયણ
શામળા લેજો સંભાળ ,, ,,

કલગી તોરાવાળી પહેરી છે ટોપી
ચંદ્રો ટીબકડી જોઇ મનમાં હું લોભી
ગોપી ગીરધર ગોપાલ, મુનિ નારાયણ ૧

એરીંગ કુંડળ કાનમાં શોભે
કંઠે મોતીહાર ઉતરી મન થોભે
દાડમ દંત કેરી હાર, મુનિ નારાયણ ૨

વેઢ વીંટી ઘોડા કડાં કનકનાં
પાંચી ઘડીયાળ પહેર્યાં છે હેમનાં
કરમાં રેશમી રૂમાલ, મુનિ નારાયણ ૩

જરકશી જામો સોનેરી સારો
સુંથણલી નાડી કંદોરો ધારો
ઝીક ભરી જોડી રસાળ, મુનિ નારાયણ ૪

ફોરે ગુલાબી હાર ઝમકાર ઝાંઝરનો
ધરૂં હું ધ્યાન પ્રભુ સોળ શણુગારનો
બેચર તું આરતી ઉતાર, મુનિ નારાયણ ૫

## ભજન ૩૧

આવ્યો સમૈયો પ્યારા પ્રભુનો,
લખી કંકોતરી લાલ, આવજો ભાવે ભાવે ટેક૦

છબી અંતરમાં વાલાની ધારતા
ભાવિક જનને માટે છે વારતા
સાચો સમજજો માલ—આવજો ભાવે ભાવે ૧

પ્યારા પ્રીતમની મુર્તિ સંભારતાં
નાસે છે દુઃખડાં તોબા પોકારતાં
મુકીને અવળા તાલ—આવજો ભાવે ભાવે ૨

જ્યારે સંભારીએ ત્યારે દે હાજરી
ભરે છે કોઠીઓ બંટી કે બાજરી
ચણા તુવરને વાલ—આવજો ભાવે ભાવે ૩

આવે ખેતરમાં ભારા ચઢાવવા
ગયા'તા સોખડે તમાકુ વાવવા
વાવે છે સઘળો ફાલ—આવજો ભાવે ભાવે ૪

ઘાડા જંગલમાં ભૂલ્યા મારગડા
મોટાને બળીયા સાથે જો ઝઘડા
વાલાના ધારજો ગાલ—આવજો ભાવે ભાવે ૫

સારી કે નરસી આશા અંતરની,
પુરે વાલમજી શ્રદ્ધા સાગરની
માઠી વખતની ઢાલ—આવજો ભાવે ભાવે ૬

કરો અખતરો વાલાના સુખનો
દયાભઈના નાથજી દીલાસો દુઃખનો
દેખો ભાદરણમાં હાલ—આવજો ભાવે ભાવે ૭

ભજન ૩૨

ચરણે નમું છું મારા મુનિ મહારાજને,
સંભારી શાંતિ પમાય, ભાદરણ સમૈયો ભરાય-ટેક૦

દેવોને દુર્લભ દર્શન મહારાજનાં,
શ્રી નારાયણરાય—ભાદરણ૦ ૧

ભકતોને કારણ જન્મ લીધો છે,
આવીને જોતાં જણાય—ભાદરણ૦ ૨

ભૂલીને પામર પ્રાણી સંસારમાં,
શાને ઢેખારે ટીચાય—ભાદરણ૦ ૩

દર્શન કરતાં લાભ અપાર છે,
દોષો કામાદિક જાય—ભાદરણ૦ ૪

પુત્ર ન હોય તો બંધાવે પારણું,
શાને તું મનમાં મુંઝાય—ભાદરણ૦ ૫

માથે ઘણેરાં વેરી સંસારમાં,
દર્શનથી શત્રુ દબાય—ભાદરણ૦ ૬
અનેક જાતનાં રોગો શરીરના,
દર્શનથી રોગ મટી જાય—ભાદરણ૦ ૭
દેવું કે લેણું પતાવે પાધરૂં,
ભક્તિમાં આગળ વધાય—ભાદરણ૦ ૮
હજારો લાખો કે કરોડો ગાઉમાં,
સંભારો ત્યારે દેખાય—ભાદરણ૦ ૯
સંકટમાં ઘણી સહાય કરે છે,
પૂર્વના પૂન્યે મનાય—ભાદરણ૦ ૧૦
ઢોર ઢાંખર કે વસ્તુ ખોવાય તો
ક્યારે જડીના કહેવાય—ભાદરણ૦ ૧૧
ઇચ્છાઓ મનની પુરી કરે છે,
સારી કે ખોટી જે થાય—ભાદરણ૦ ૧૨
સુખી થવાની જો ગરજ હોય તો,
ખોટું આ નથી જરાય—ભાદરણ૦ ૧૩
ઠંડા પહોરનાં ગપ્પાં મનાય તો,
પથ્થરથી માથું કુટાય—ભાદરણ૦ ૧૪
આવો ના આવો તો અમને શી ખોટ છે,
ધોભાઈ તો શાંતિથી ગાય—ભાદરણ૦ ૧૫



# સંતનાં ૬૪ લક્ષણો

હે માત સંત કેવા છે તોઃ—

૧. દયાળુ છે.

૨. ક્ષમા કરવાનો છે સ્વભાવ જેમનો એવા છે.

૩. સર્વ જીવના હિતને ઈચ્છે એવા છે.

૪. શીત ઉષ્ણાદીને સહન કરે એવા છે.

૫. અસુયા–કોઈના ગુણને વિષે દોષનું આરોપણ કરવું–તેણે રહીત છે.

૬. શાન્ત સ્વભાવવાળા છે.

૭. નથી ઉત્પન્ન થયો શત્રુ જેમનો એવા છે.

૮. ઈર્ષ્યા જે બરોબરીનું સહન ન કરવું—તેણે રહીત છે.

૯. માને રહીત છે.

૧૦. મત્સર–કોઈનું સહન ન કરવું–તેણે રહીત છે.

૧૧. જેમ ઘટે તેમ બીજાને માનના આપનારા છે.

૧૨. બીજાને પ્રિય લાગે ને સત્યરૂપી એવી છે વાણી જેમની એવા છે.

૧૩. જીત્યો છે લોભ જેમણે એવા છે.

૧૪. જીત્યો છે કામ જેમણે એવા છે.

૧૫. કોઈ પ્રકારનો જે મદ તેણે રહીત છે.

૧૬. કોઈના પર વેર રાખવું તેણે રહીત છે.

૧૭. દેહને વિષે અહંબુદ્ધિ સંબંધી પદાર્થને વિષે મમત્વબુદ્ધિ તેણે રહીત છે.

૧૮. સ્વધર્મને વિષે દઢપણે વર્તવું છે જેમને એવા છે.

૧૯. દંભે રહીત છે,
૨૦. માંહી બહાર પવિત્રપણે વર્તે એવા છે.
૨૧. ઇંદ્રિયોને દમનારા છે.
૨૨. સરળ સ્વભાવવાળા છે.
૨૩. જેટલું ઘટે તેટલું બોલવાનો છે સ્વભાવ જેમનો એવા છે.
૨૪. જીતી છે ઇન્દ્રિઓ જેમણે એવા છે.
૨૫. સુખદુખઃ, માનઅપમાન, હર્ષશોકાદિક ભાવે કરીને પરાભવ ન પામે એવા છે.
૨૬. ધીરજે કરીને શોભે એવા છે.
૨૭. જ્ઞાનેન્દ્રિયોને કર્મેન્દ્રિયોની જે ચલપતા તેણે રહીત છે.
૨૮. બીજાને બોધ કરવો તેને વિષે ચતુર છે.
૨૯. પોતાના આત્મા સ્વરૂપને વિષે નિષ્ઠાને પામે એવા છે.
૩૦. સર્વ જીવ ઉપર યથાયોગ્ય ઉપકારના કરનારા છે.
૩૧. કોઈ પદાર્થની અપેક્ષાએ રહીત છે.
૩૨. પ્રમાદે રહીત છે.
૩૩. દ્યુત્યાદિક જે વ્યસન તેણે રહીત છે.
૩૪. શ્રદ્ધાવાળા છે.
૩૫. ઉદાર સ્વભાવ યુક્ત છે.
૩૬. તપ કરવાને વિષે છે નિષ્ઠા જેમને એવા છે.
૩૭. કોઈ પ્રકારના પાપે રહીત છે.
૩૮. ત્યાગ કરી છે ગ્રામ્ય કથાને ગ્રામ્યવાર્તા તે-જેમણે એવા છે.
૩૯. સતુશાસ્ત્રનું છે વ્યસન જેમને એવા છે.
૪૦. પંચ વિષયની આશક્તિએ રહીત છે.

૪૧. આસ્તિક બુદ્ધિવાળા છે.

૪૨. સત્ અસત્‌ના વીવેક ક્ષત છે.

૪૩. મદ્ય માંસાદિકના સંસર્ગે રહીત છે.

૪૪. દૃઢ છે વૃત જેમના એવા છે.

૪૫. કોઈની ચાડી કરવી અથવા ચોરી કરવી તેણે રહીત છે.

૪૬. પારકી જે ગુહ્ય વાર્તા તેને બીજાને આગળ પ્રકાશ ન કરે એવા છે.

૪૭. જીતી છે નિદ્રા જેમણે એવા છે.

૪૮. જીત્યો છે આકાર જેમણે એવા છે.

૪૯. જેવું પદાર્થ મળે તેણે કરીને સંતોષને પામે એવા છે.

૫૦. પોતાના ધર્મને વિષે સ્થિર છે બુદ્ધિ જેમની એવા છે.

૫૧. હિંસાયે રહીત છે વૃત્તિ જેમની એવા છે.

૫૨. પદાર્થની તૃષ્ણાએ રહીત છે.

૫૩. જેમ પોતાને સુખદુઃખ જણાય તેમ બીજાને પણ સુખદુઃખ થાય તેને જાણે એવા છે.

૫૪. સત્ શાસ્ત્રમાં જેવી રીતે પોતાને નિષ્કામ બ્રહ્મચર્ય વૃત પાળવાનું કહ્યું છે તેવી રીતે યથાર્થ પાળનારા છે.

૫૫. યમ નિયમ તેણે યુક્ત છે.

૫૬. જીત્યાં છે આસન જેમણે એવા છે.

૫૭. જીત્યો છે પ્રાણવાયુ જેમણે એવા છે.

૫૮. શ્રીકૃષ્ણ ભગવાનના ચરણકમળનો છે દૃઢ આશ્રય તે.

૫૯. શ્રી કૃષ્ણ ભગવાનની ભક્તિ પરાયણ વર્તે એવા છે.

૬૦. નિરંતર શ્રીકૃષ્ણ ભગવાનને અર્થે સર્વક્રિયાને કરે એવા છે.

૬૧. શ્રીકૃષ્ણ ભગવાનના અવતારનાંજ ચરિત્ર તેનું નિરંતર હર્ષે કરીને શ્રવણ કરે એવા છે.

૬૨. તે અવતાર ચરિત્રનું નિરંતર હર્ષે કરીને કિર્તન કરે એવા છે.

૬૩. શ્રીકૃષ્ણ ભગવાનની મુર્તિના ધ્યાન પરાયણ વર્તે એવા છે

૬૪. નથી વૃથા ગયો ભગવાનની ભક્તિ વીનાનો ક્ષણમાત્ર કાળ તે જેમને એવા છે.

આવી રીતે લક્ષણે યુક્ત હોય તે સંતપુરુષ કહેવાય એમ જાણવું.

